ॐ गुरुसत



# “ દેદાર દીપ ”

# or

# THE LAMP OF THE BODY


લેખક,

सूफ़ी " शंकर

ઉનાવા ( મીરાંદાતાર )


કિંમત રૂ. ૧—૪—૦

ॐ तत्सत्

# "દેદારદીપ"ની અનુક્રમણિકા.

# ભજન સંગ્રહ.

| ભજનની પ્રથમ લીટી. | પાનું. |
| --- | --- |
|  |

| ભજનની પ્રથમ લીટી | પાનું. |
|---|---|

**ભજનની પ્રથમ લીટી.** **પાનું.**



ૐ **શાંતિ:** **શાંતિ:** **શાંતિ:**

**તા. ક.**—પુસ્તકમાં કેટલેક ઠેકાણે છાપવામાં ભુલો થયેલી છે તો વાંચકવૃંદ સુધારી વાચશો એવી આશા છે.

ॐ गुरुसत्



# " દેહાર દીપ "
# or
# The Lamp of The Body

લેખક

સૂફી "शंकर" ઉનાવા (મીરાંદાતાર)

પ્રથમાવૃત્તિ

છપાવી પ્રસિદ્ધ કરનાર

ચોધરી કેશવલાલ ગણેશજી ગામ પામોલ.

તથા

માસ્તર ભાયચંદ રામચંદ ઉનાવા (મીરાંદાતાર)

સન ૧૯૨૭ સંવત ૧૯૮૩

કિંમત રૂ. ૧-૪-૦

ॐ तत्सत्



પટેલ હેમરાજ ઝવેરદાસ.

મુ. સટેર.



ॐ गुरुसत   અર્પણ પત્રિકા.

# સાણેસરા હેમચંદ ઝવેરદાસ,

મુ. સંડેર તા. પાટણ.

પિતાશ્રી તુલ્ય કાકાશ્રી,

આપ શ્રીમાને

મ્હારા પિતાશ્રીના ગુજરી
ગયા પછીથી જેજે મહદ્ ઉપકારો
મ્હારાપર કરી મ્હને આભારી કર્યો છે,
તેનો બદલો વાળવાને હું તદ્દન અસમર્થ છું
છતાં આ નાનકડું પણ ગુઢ રહસ્યથી ભરેલું
" દેદાર દીપ " આપને અર્પણ કરી
ઋણ મુક્ત થાઉં છું.

એજ લી. આપનો સદાનો આભારી

સૂફી "शंकर"

ઉનાવા ( મીરાંદાતાર )

ॐ तत्सत्

ૐ ગુરુસત

# નમ્ર નિવેદન

## ગજલ

સુણ સુજ્ઞ વાંચક, બોલ બે, વાંચ્યા પહેલાં બાળના,
વેરાન આ મેદાનમાં, મૃગલે ભર્યા છે ફાળકા.

મૃગલું ઉડયું જોઇ ઉચું;
બેભાન શું પગતળ ખુંચ્યું,

મસ્તી ચ્હડયું તેતો ચ્હડયું જાવા દિઓ એ વાતને

જોયો નથી કંટક અગર,
સારૂં અગર ખોટું, મગર;

જેવા હશે તેવી કદર, કરશે જનો એ આશ છે.

વાણી વધ્યુ છે એ અગમ,
નિજ જાતથી રહીને નગન;

તો એ પરે કરવા ઝખમ, તસ્દી જરા લેશો નહિ.

થશે ઉભા પ્રશ્નો ઘણા,
કયમ કે નથી રાખી મણા;

બાંધ્યા હવામાં બંગલા, પરવા સખા ધરશો નહિ.

ઘેલી ગજલ મમ ગાન છે,
મુજ આત્મનું એ સ્થાન છે;

એમાં મ્હેન બસ તાન છે, નાહાન છો ઉલટા વહે !
અમૃત ભર્યું આ જામ છે,
શામો સહર આરામ છે;
સતિઓ તણું સુખ ધામ છે, છોને બુરૂ કુલટા કહે
હે નરવરો સૌ પરવરો,
મહાશૂન્યમાં જોઇને ઠરો;
"શંકર" સૂફી પોકારતો, આ દાહને ધરજો ઉરે.

સંત બાળ સૂફી "शंकर"

ॐ तत्सत्





શ્રીમાન આચાર્ય શિરોમણી
વૈદ્યરાજ દયાશંકર ગણપતરામ રાવળ.
મુ. ખેરવા.

# દેહાર દીપ

Or

***The lamp of the body.***

ॐ तत्सत्  ॐ सत् चिद् आनंद

# ગજલ સંગ્રહ

## સદ્ગુરૂ સ્તોત્ર

### ગજલ

નમન હું રાંક પામરનું, સ્વિકારો શ્રી ગુરૂદેવા,
સદા ચાહું ચરણ સેવા, ગુરૂદાતાર ગિરનારી.
નસિદ્ધિ માગવા ચાહું
ન તૃષ્ણા અન્યની રાખું
મગર શાંતી સહુર ભાખું ગુરૂદાતાર ગિરનારી
તમારા પ્રેમનું બિંદુ
ભગાવે ભવતણી ભીડું,
તમે તારક મહાસિંધુ ગુરૂદાતાર ગિરનારી
પ્રસાદી પ્રેમની ચાહું.
બને બળવાન બહુ બાહું

વિના કષ્ટે છુટો થાઉં, ગુરૂદાતાર ગિરનારી
ભવાબ્ધિમાં અરે ભટકું
સુતરના તાંતણે લટકું
બચું જો હોય કૃપા ચટકું ગુરૂદાતાર ગિરનારી

ગુરૂ મુંજ કર્મના ભાવી.
"અનલહકક" જ્ઞાનની ચાવી,
મટી ખત્તા હવે ખાવી, ગુરૂદાતાર ગિરનારી

તમારો બાળ હું "શંકર"
ત્હમે પારસ હું છું કંકર.
ભણું શામો સહુર મંતર, ગુરૂદાતાર ગિરનારી

# શ્રી શિવ સ્તોત્ર

## ગઝલ

અજાવર નાથ સચરાચર કૃપાધારા કૃપાળુ ! કરૂ
સ્મરૂં સ્નેહે સદા હર, હર, શ્રીમદ્ શંકર શ્રીમદ્શંકર

ગજાનંદ તાત ઉમીયાવર,
ત્રિલોચન તાપહર શંકર,
વિસારૂં કેમ હું પળભર, શ્રીમદ્શંકર શ્રીમદ્શંકર

ભવાટન હર સદા સુખકર,
મહર્ષિ દેવ દિગમ્બર,,
નિરંજન નાથ અક્ષયવર શ્રીમદ્શંકર શ્રીમદ્શંકર
અલખ અદ્વૈત ત્રિગુણપર

દફન દુઃખકર ઉપાધિ હર
રહમ કર કર પ્રભો! હું પર શ્રીમદ્શંકર શ્રીમદ્શંકર
ત્રિશુલ ધર કામહર શંકર
નજર કરશો ન અવગુણપર,
પઢે પામર સૂરી "શંકર" શ્રીમદ્શંકર શ્રીમદ્શંકર

# શ્યામને

## (રાગ શું કહુ કથની મ્હારી)

શ્યામ સદા સુખકારી રા....જ શ્યામ સદા સુખકારી
દિનાનાથ દિનના દુઃખહારી રા....જ શ્યામ સદા સુખકારી·ટેક
જ્યાં જ્યાં જોઉ ત્યાં એ વિણ ન દેખુ અવરપુરૂષ દિલહારી[૨]
એક અનામય, જડ ચેતનમાં ચરણ કમળ ચિત્તહારી રા....જ
શ્યામ સદા સુખકારી શ્યામ........
માયા માધવની સાચી હું સમજુ દુનિયાની માયા દુઃખકારિ[૨]
કીડી પતંગને ગજમાં સરખા જોયાથી થાય જગખારી રા....જ
શ્યામ સદા સુખકારી....શ્યામ........
સુખદુઃખ હારક પાળક, નાશક, નટવર વિભુ ગિરધારિ [૨]
પ્રેમ સ્વરૂપ પ્રિતમજી પ્યારા ભજતાં ભાગે ભવબારિ રા....જ
શ્યામ સદા સુખકારી....શ્યામ........
અજ્ઞાનપટથી અળગા એ ભાસે ભાવથી ભેટે મોરારી [૨]
"શંકર" બોલ્યા સદ્ગુરૂ સ્હાયે. વાલમને જાઉ હું વારી.રાજ
શ્યામ સદા સુખકારી.......શ્યામ.......

# નાથને અરજ

( રાહ ઉપરનો )

અરજ સુણો એક મ્હારી ના....થ અરજ સુણો એક મ્હારી
આંખે આંસૂ વહે છે ચોધારી ના....થ અરજ સુણો એક મ્હારી
ડુબી મરૂંછું હું ભવસાગરમાં ઝાજ જળમાંહિ ડુબાણી (૨)
આપવિણુ કો' મમબેલી આ જગમાં વાત કયાં
તમથી અજાણી ના...થ
અરજ સુણો એક મ્હારી.......અરજ
રમણુકર હું રંભ મંદિરનો વ્યસનપૂરનો નિવાસી (૨)
ભૂલ્યો છું તમને મોહના મદમાં હૃદય કમળના ઉજાસી ના....થ
અરજ સુણો એક મ્હારી....અરજ
અઘટિત કારજ અગણિત કરીયાં જોયું ના મેં જરી જાગી (૨)
મિથ્યા મજામાં મ્હાલ્યો હું પ્રેમે ભજનની લ્હેરો ન લાગી ના....થ
અરજ સુણો એક મ્હારી....અરજ....
દોષ ન જોશો દેવ દયાળુ માફ કરોને મોરારી [૨]
"શંકર" સૂણી બાળ તમારો, પ્રેમે રહ્યો પોકારી ના...થ
અરજ સુણો એક મ્હારી.......અરજ

# ગુર્જર દેવીને

( શાર્દૂલ વિક્રીડિત )

વંદું હે મમમાત ગુર્જર ભૂમિદેવિ શિશુ વત્સલી
જેની દિવ્યકુખે અહા જનમતાં મોંઘામુલાં રત્ન કૈં

શું તું રૂપ અનુપ ભર્ગ ભપકે વર્ણ્યું ન જાયે કદી
ઓ મા ! ત્રિજગમાંજ સ્નેહ મુરતિ ત્હારા સમી કો નથી.

\+ + + + + × ×

ભાનું કોટી દિપેજ દિવ્ય નયને ભાલે તપે ટીલડી
જોઉં ત્હારી અહાવળી ભ્રમર શું લાખો શશિથી જડી.
એ, એ, દિવ્ય નયનથી નિત્યઝરતા ઝર્ણો ચુમુ સ્નેહથી.
ઓ મા ! ત્રિજગમાંજ સ્નેહ મુરતી ત્હારા સમી કો નથી.

\+ + + + × × +

છોડી ગુર્જર દેશ અન્ય અરથે જાવું વિદેશેજ હું
પણ મા ! ના હૃદયે તુંના પ્રણયનું વિસ્મર્ણ કોદી થતું
ચાહું સેવ સદા તુંના ચરણની અર્ચો દયા ધીમતી !
ઓ મા ! ત્રિજગમાંજ "शंकर" તણું શર્ણું તું વિના નથી.

\+ + + + + + +

## અંબાજીનો ગરબો.

( રાગ–મા પાવા તે ગઢથી ઉતર્યા મહાકાળીરે )

મા ગરબે રમવા નિસર્યાં, અંબાજીરે.
આવ્યા નવરાત્રિના દિન, ગબ્બર વાળીરે. ટેક
મા પ્હેરી અમુલખ ચુંદડી, અંબાજીરે
કંઠે છે મોતીનો હાર, ગબ્બર વાળીરે મા ગરબે.
મા ચુની ચળકતી નાકમાં અંબાજીરે
જાણે તેજ તણો અંબાર ગબ્બર વાળીરે મા ગરબે.
મા તેલ અત્તરે ઓળ્યો ચોટલો અંબાજીરે
લાજયો મન વશીયલ નાગ ગબ્બર વાળીરે મા ગરબે.

મા ગાલની લાલી શું લખુ અંબાજીરે
દિપે છે તેજ અથાગ ગબ્બર વાળીરે મા ગરબે.
મા લાખ શશી જડયા ભાલમાં અંબાજીરે
કોટિ છે આંખે સૂર ગબ્બર વાળીરે મા ગરબે.
મા ગરબો ફરે આકાશમાં અંબાજીરે
જોઇ વ્હેતુ હરખનું પુર ગબ્બર વાળીરે મા ગરબે.
મા ગરબો ગાતાં ફરો કુંદડી અંબાજીરે
પગે ઝાંઝરનો ઝણુકાર ગબ્બર વાળીરે મા ગરબે.
મા સૂણી "શંકર" ની વિનવી અંબાજીરે
દરશન દયો વારંવાર ગબ્બર વાળીરે મા ગરબે.

## માતા સુલાઇનો ગરબો.

( રાગ-સનખલપુર સાચી મા બહુચરા. )

સેવું સેવુ સદા માતા સુલાઈ.......ટેક.
માતપુર મધે માનો વાસ છે,
ગામ ગોંદરે દેવળ ખાસ છે;
રાધાકૃષ્ણનું મંદિર પાસ છે. સેવું સેવું સદા માતા સુલાઇ
માના પારે ભવૈયાઓ આવે છે,
હેટ હરખી માના ગુણ ગાવે છે;
કાલાવાલા માને ઘણા ભાવે છે. સેવુ સેવું સદા માતા સુલાઇ.
દીઠા પરગટ પડછા મેં તાચરા,
કેક વાંઢાને પરણાવ્યા પાધરા;
દુઃખી જનોને દીધા તેં આશરા. સેવુ સેવુ સદા માતા સુલાઈ.

વારે વારે લઇએ માનાં વારણાં,
જેથી થાય પુરી મન ધારણા।
વાંઝીયાને બંધાવ્યાં તેં પારણાં;. સેવું સેવું સદા માતા સુલાઈ.

પાટણથી અમલદાર આવીયો,
સાથે બૈરી ખટલો તે લાવીયો;
માની જગ્યામાં મુકામ રાખીયો સેવું સેવું સદા માતા સુલાઇ

ગામના લોક અમલદારને કહે,
ઉતારો ત્હમે રાખો ગામ મહે;
કુકડ વિના જગ્યામાં કોઈ નારહે સેવું સેવું સદા માતા સુલાઈ

કહ્યું લોકનું માન્યુ ના સાહેબે,
ઢાળ્યો ઢોળીઓ માની જગ્યા મહેં;
રાતે સુઇ રહેવા જતાં ત્યાં શું બને. સેવું સદા, માતા સુલાઇ

ચારે પાયે દીઠા ચાર નાગ જ્યાં,
મારે ફુંફાડા ફેણુ ચ્હઢાવી ત્યાં;
ખાધાં, ખાધાં, નાસો બોલ્યાં. સાહ્યબાં, સેવું સેવું સદા
માતા સુલાઈ

'કહ્યું માન્યું ત્હમે નવ લોકનું,
તેથી નાથ જુવો કેવું આ નડયું;
ત્યાથી નાસવું ભારે થઇ પડયું. સેવું સેવું, સદા માતા સુલાઈ

જ્યાં, જ્યાં, જુવે ત્યાં નાગ દેખાય છે,
જોઈ સાહેબ બહુ પસ્તાય છે;
સાહ્યબાં મન ઘણું મુઝાય છે. સેવું સેવું, સદા, માતા સુલાઇ

કર જોડી કહે બેઉ માનવી,
'દેવિ! માફ કરો ભૂલ આટલી;'
સુણી અર્જ માએ માયા આટપી, સેવું, સેવું સદા,
માતા સુલાઇ

માગ્યો મારગ છોરૂ લઇ જોડલે,
ગામમાં ગયાં, રૂવે બે, પોટલે;
અડધી રાતે પડયાં રહ્યાં ઓટલે. સેવું સેવું સદા માતા સુલાઇ
આવા પડછા પૂર્યા મા તેં તો બહુ,
વેદ શાસ્ત્ર પૂરે પછી શું કહું; ?
લળી;લળી માત્હારી, સેવા ચહું.સેવું સેવું સદા માતા સુલાઇ
કીધી અર્જ તેનાં કામો તેં કીધાં,
નોધારાંને આધાર દાનો દીધાં;
મા તેં મ્હારાં દલડાંહરીલીધાં. સેવુંસેવું સદા માતા સુલાઇ
ગુણ ગાવું શું મુખથી હું કહો !
મ્હારા અવગુણ ધ્યાનમાં ના લહો,
હું તો છોરૂ સદા સ્હાયમાં રહો,સેવું સેવું સદામાતા સુલાઇ
માગું સેવા સુબુદ્ધિ કે આપજો,
કૃપા કરી કુબુદ્ધિને કાપજો,
ધર્મ ગૌરવ દિલમાં સ્થાપજો, સેવું સેવું સદા માતા સુલાઇ
ગાય શિખે અને વળી સાંભળે,
તેના દિલનાં દુઃખ સ્હેજે ટળે,
મા તું "શંકર" ભીડે આવી મળે, સેવું સેવું સદા માતા-
સુલાઇ

# બહુચરાજીનો ગરબો.

( રાગ પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમુંરે લોલ )

પ્રથમ ચર્ણે પુજું આજ ગુરૂ દેવનારે લોલ,
ધરી પ્રેમ ઘણો મન કરૂં સેવનારે લોલ,
આજ બહુચરાજીરે, આજ બહુચરાજી, માંત પુજવા
જવું રે લોલ.
પ્રેમ પુજાપો લઇ રૂડો સાથમાંરે લોલ,
હેમ થાળ લઈને રૂડો હાથમાંરે લોલ,
ધુપકામનોરે ધુપકામનો બાળીને રાજી થવું રે લોલ.
લઈ અબીલ ગુલાલ ભાલ ટીલડીરે લોલ,
ધરી પ્રેમ લઈ નેમ ખરા શોલનીરે લોલ,
હોમ હુ પણુનોરે હોમહુંપણુનો માત આજ આદરૂં રે લોલ.
જપું નિત્ય ધરી પ્રિત્ય પ્રભુના મહિરે લોલ,
થવું એક મેક છેક ધ્યાનની મહિરે લોલ,
શિર, સોંપીનેરે શિર શોંપીને માત પાસ માગવું રે લોલ.
"કરો માફ ગુના આપ મહેશ્વરીરે લોલ,
શરણુ રાખો દયાળ દાનેશ્વરીરે લોલ,
જ્ઞાન માગુંછુંરે જ્ઞાન માગું છું માત મ્હારા દેહનુંરે લોલ.
શુદ્ધ વાણુ, દિયો લ્હાણુ મોક્ષ ધામનુંરે લોલ.
પ્રેમ પાન, શુદ્ધ ધ્યાન ત્હારા નામનુંરે લોલ,
ગુણુ ગાયછેરે ગુણુ ગાયછે " શંકર " છોકરૂં રે લોલ.

## બાળ વૈરાગી.

( રાગ–ગઝલ )

અમેતો બાળ વૈરાગી, ઘણા જુગના છીએ જોગી,
સકળ વૈભવ તણા ભોગી, છતાં છૈયે અમે ત્યાગી.

નથી સંસારને છોડયો,
અગર ના મોહ કૈં તોડયો,
સનમથી સ્નેહ હાં જોડયો, છતાં છૈયે અમે ત્યાગી
નરંગ્યા ગેરૂએ વસ્તર,
તજી ના ગાદને ચદ્દર,
ઉડંતા આભમાં અદ્ધર, છતાં છૈયે અમે ત્યાગી.
ન તુંબી કર મહિં લીધી,
ન માથે ઝાફરી કીધી.
ન ગાંજાની ચલમ પીધી, છતાં છૈયે અમે ત્યાગી.
મુંડા મણુ સાકીને આપી,
મુંડાવ્યું મન હતુ પાપી,
સનમ "શંકર" દિલે સ્થાપી, છતાં છૈયે અમે ત્યાગી

## જોગી કે ભોગી ?

લગાવી ભસ્મ સર્વાંગે, બન્યાં મશગુલ વૈરાગે,
અસતૂ માયા, રહી સાથે, કહો એ જોગી કે ભોગી ?
સરસ તુંબી ગ્રહી હાથે,
વધાર્યા વાળ કંઈ માથે;
છતાં દૃષ્ટિ રહી ખાંધે, કહો એ જોગી કે ભોગી ?

કફન ભગવી ધરી અંગે;
મુખોચ્ચાર થાય શ્રીગંગે,
મગર વૃત્તિ મહિં નંગે; કહોએ જોગી કે ભોગી ?

ભટકતા માગવા ભિક્ષા,
ધરી જોગી તણી દિક્ષા;
પડે વિષ્ટા ઉપર સૂરતા; કહો એ જોગી કે ભોગી ?

બિવાડે બાળકો નાનાં;
રડાવે રાંડ વર છાનાં.
ધુતે પૈસા કરી બાનાં; કહો એ જોગી કે ભોગી ?

બીજાનું હિત ના કરતા,
પરાણે હાજરી ભરતા.
નિશાબાજી મહિ ફરતા, કહો એ જોગી કે ભોગી ?

બહારે કહાવતા યોગી,
રહે નિજ કર્મથી ભોગી !
જિગરની આંખના યોગી કહો એ જોગી કે ભોગી ?

ગધાડાં ખાબમાં ન્હાયે,
અગર ગંગા જમી જાયે;
મગર ના, ના કંઈ થાયે, સૂણી "શંકર" સદા યોગી.

## વ્હાલી જીગરને

જીગર હો લાલ અલબેલાં બહુ ડાહ્યાં બહુ ઘેલાં
જુવાનીમાં છકી ગએલાં, રગીલાં આમ આવોને,
ભુલ્યો દુનિયા તણી પરવા,
તમારા પ્રેમને વરવા;

પછી આ શર્મ શું કરવા. રસીલાં આમ રાખોને !
ગુમાવી આબરૂ સારી,
બની આશક તું પર પ્યારી,
કટોરી પ્રેમની ત્હારી, રસીલાં ખુબ પાવોને !
સુવો છો ગોદમાં રાતે,
લઈ હુ યારને સાથે,
ભિડોકો બાથ બે હાથે :શરાબી આમ હાંકોને!
ઘુંઘટ પટ ખોલ ઓ વ્હાલી,
મુકીને ડોળ આ ખાલી,
ભરી ભરપૂર મય પ્યાલી, પિને જાતે પિવાડોને.
સનમ છોરૂ સુફી " શંકર "
પઢો તું પ્રેમનો મંતર;
અજબ અવલોકતો અંદર, ઉમરને હાં જગાવીને.

## વિયોગિની.

( રાહ–ગજલ )

કલેજું આ કપાયું છે, પ્રિતમ તું ચશ્મના જખમે;
કપાયું છે, ઘવાયું છે, પ્રિતમ તું ચશ્મના જખમે.
ઝરે અણુમોલ આંસૂડાં, અરે ચોધાર નયનોથી.
કહે તું કયાં ગયો છટકી; લડાવી લાડ વચનોથી.
અહા શું ઉર સાગરના,
તરંગે નાચતાં નાવો
ઘડીભર હર્ષ દે પ્યારા; લિયે કૈં પ્રેમનો લ્હાવો.
સુનાં દરબાર ને બિસ્તર,

ઘુઘૂમી આવતાં ખાવા,
જિવનની દોર તું હસ્તે, વધુ શું માગતો માવા ?
સ્મરણ હાં સ્નેહનું થાતાં, નફટ મન શિર પટકે છે.
અનેરી આશ રાખીને, પ્રિતમ તું પું ભટકે છે.
પિયુ તું સ્નેહની વિણ ઉડા આકાશમાં ગાજે
જિગર જાતું હવે ફાટી પ્રિતમગર ના થવું છાજે,
કહે દાસી સૂણી “ શંકર ”
હવે તો કૈ કદર, કર કર,
હિંડોળે હિંચતું હૈયું, કદમઓની ચહે દિલબર.

## બાગનું બુલબુલ.

( રાહ ગજલ. )

અમારા બાગનું બુલબુલ, રમન્તું ને સુઘન્તું ફુલ?
ઘડીમાં ક્યાં થયું એ ગુમ, અગર કોને સ્હુઠાવ્યું શુલ.
કરોડો કોસ એ ફરતું,
પલકમાં પાછું અહિં ઠરતું,
બમુકકું ચાંચ વિણુ ચરતું, હડીલું લાડકું બુલબુલ.
ન પાંખો ટકોય ફફડાવે,
પવન વાટેજ સમજાવે
રસીલું રોજ રીઝાવે, ઉડી એ ક્યાં ગયું બુલબુલ ?
કુદંતું બાજ ફાળેથી,
તરૂવર ડાળ ડાળેથી;
મધુરા કંઠ નાદેથી, ગજાવી મૂકતું બુલબુલ.
રૂડા શબ્દો એ લાવે, કરાવે ભાન કુદરતનું

દલાલી કંઇ ના લેતું. ગગનમાં ગાજતું બુલબુલ;
કટુ ના કોઈને લાગે,
શબ્દ એવાજ એ ભાખે;
મગર મિથ્યા મજા ચાખે, પડે કહેવું ખરૂં બુલબુલ.

અહા શું હુંજમાં દેખું,
પહેલું હોમમાં પેખું;
અરે આ કામ સાકીનું, ગુમાવ્યું ઘેલડું બુલબુલ.

થયુ સારૂં ગયુ ભોગી,
હતું એ સાવ મન મોજી.
સૂફી "શંકર" સદા યોગી, ખુદાના ઇશ્કમાં મશગુલ.

## સ્નેહી જનોને.

કરો નિંદા અગર તારીફ ભલા એથી મ્હને છે શું ?
કરૂં સારૂં અગર ખોટું કહો તેથી તમોને શું ?
ત્હમારૂં તે ત્હમારૂં છે,
અમારૂં તે અમારૂં છે,
અલગ સૌ માટ બારૂં છે પછી પરવા લગારે શું ?

મ્હને ચિંતા હશે મ્હારી
શું કરવા જીવ બાળો છો !
તળે બળતું બુઝાવો તો પછી સારૂં વધારે શું ?

કરેલા કર્મના માટે,
ખુદાના ન્યાય દરબારે;
ચુકાદો આપવો મ્હારે, પછી પરવા ત્હમોને શું?

મ્હને ડર ના જહાંનો છે,
મગર છે એક અલ્લાહનો.
બરાબર પાક જો "શંકર" જહાં ઉલટી વહે તો શું ?

## સનમને.

( ગજલ. )

રહમ કર કર સનમ ઘેલી, જખમ ના ના કદી હું પર,
અગર ભર ભર મગજ થેલી, રહું આશક સદા તું પર.
ગયો તો ગુલ્શને આજે; ગુલો કૈં ચશ્મથી દેખ્યાં,
મગર તું ઇશ્કના દર્દે દબી ગઈ ત્યાં જીગર પળ ભર.
ઝુકર્યું ગરદન સનમ આગે,
ધરાવે હક્ક અવર ના કો;
સુંપાયુ ઇશ્કની સાટે, જરા દે લગ્લગી, દિલ્બર !
શરાબી જામથી બે ને, નિશો કૈં ઓર કીધો'તો,
મગર સાકી ગયો છટકી વહી ઉલટી અહિં દિલબર.
અરજની કંઈ કદર કર, કર,
શરાબી જામ દે ભર, ભર;
પડયુ ખંજર હું ગરદન પર, જરી કર કર નજર હું પર
ન લાઝિમ આપને કરવું, સનમ ! બેશર્મ કાં તુ થા ?
શનમ બંદા સૂરી "શંકર" હવે ઢીલ ના ઘડી ભર કર

## માશુકનું મનામણું.

અહિં જો હોય કો આલમ, સુંણી આ સાદ આવોને;
જરા આવી, દયા લાવી, રસીલીને મનાવોને.

કદી ના તોછડું બોલું.
અગર ના કૌલ કૈં તોડું.
છતાં મારે સનમ જોડું, કરૂં શું રાહ બતલાવો ?
ઠગી સારી જહાં ભોળી,
ભરી લાવું અહા ઝોળી,
રમાડું રંગમાં રોળી, છતાં ઉલટો કરે દાવો.
સહું બોલે ભલે જે, જે,
અગર કરતો કહે તે, તે,
મગર આરામના દિલ છે, જરા કજીઓ પતાવોને,
પ્રિતી દુનિયા તણી તોડી.
સનમની સાથ મેં જોડી,
છતા ઉલટી સનમ દોડી, નિવેડો કંઇ લાવોને.
ભલા જો ભૂલ મ્હારી તો,
સહું શિક્ષા ભલે જે દ્યો.
સૂણી "શંકર" સનમનો હો, મગર એને મનાવો ને.

## મરણ.

મરણ એ ધર્મ કાયાનો, સમજ મન શોક શું કરતું !
પિયુને પ્રેમથી મળવું, તજી પટકુળ આ તનનું.
સુંપી થાપણ ધણીને આ,
ન ફફરા થઇ અને ફરવું,
બની જળવત્ હવે ત્હારે મહાસાગર મહિં મળવું.
અવધ પુરી થતાં સોને, જવું દરબારમાં પડતું.
ખરા ખોટા તણું લેખું, જિબાને આપવું પડતું.

કર્યું કંઇ કર્મ ખોટું તો,
ચુરાશી લાખમાં ફરવું.
અગર સત્કર્મ જો હોયે, ગગનપર ઘર કરી ઠરવું.
ગુરૂ સંતો તણી સ્હાયે, હરિ હરદમ હવે સ્મરવું,
સૂરી " શંકર " મહાસાગર, ગુરૂની સ્હાયથી તરવું.

## તૃષ્ણાનો તાપ.

( રાગ-ગજલ )

ગઇ નિજ ચર્મ કરમાઇ, બન્યા બુઢ્ઢા ખરેખાતી,
મગજ શક્તિ ગઇ ચાલી, છતાં તૃષ્ણા રહી બાકી.
ચલાયે ના જરી પાવે,
ગ્રહ્યો છે દંડકો હાથે,
થયા ધોળા બધા માથે છતાં તૃષ્ણા રહી બાકી.
બન્યા બ્હેરા બહુ કાને
કુટાયા ખુબ અપમાને.
ન દેખાયે જરા આંખે, છતાં તૃષ્ણા રહી બાકી,
ખુ ખુ કરતા મુખે ભાખે,
ભરાયે મેં બહુ બાળે,
ચવાયે ના જરી દાંતે, છતાં તૃષ્ણા રહી બાકી.
થયા છે ગાત્રથી ઢીલા
છતાં શોધે નહિં ચીલા,
પછી જોશે બધી લીલા, કુટિલ તૃષ્ણા તણી પાકી.
સનમ બંદો સૂરી " શંકર "
રહમ ચાહે સદા અંતર,
ન જાવું કો દિને એ ઘર, જહાં તૃષ્ણા તણા વાસો.

## આખર ફના.

( રાહ—ગજલ )

નગન આવ્યો નગન જાવું, વિયોગી દેહના થાવું.
ઘડી માટે કહે મ્હારૂં, ફના અંતે થનારૂં છે,

કહે કાકા ઘણા સારા,
પિતા છે પ્રાણથી પ્યારા
નથી કોઇ સાથ આવનારા, ફના અંતે થનારૂં છે.

મૂરખ માને કહી મ્હારા.
સહોદર ભ્રાતને સાળા,
બગીચા બાગને માળા, ફના અંતે થનારૂં છે.
હશે પૈસા ખિસામાંતો, સગા થાશે સહુ મિત્રો,
નહિંતર કાઢશે જુદો, ફના અંતે થનારૂં છે.

હજુરમાં છે ઘણા ચાકર,
બિછાવે ગાદને ચાદર,
ન આવે સાથ કોઈ આખર, ફના અંતે થનારૂ છે.

અજબ કંઇ ઠાઠ તું કરતો.
નવાં વસ્ત્રો તને ધરતો,
પ્રભુથી ના જરી ડરતો, ફના અંતે થનારૂં છે.

સિગારેટ પાન સોપારી,
સરસ બ્રાન્ડી તણી પ્યાલી,
કનક જેવી પ્રિયા ત્હારી, ફના અંતે થનારૂં છે

નથી જ્યાં દેહ આ ત્હારી
બીજી પ્રીતિ શું કરનારી ?

ધરી લે ધ્યાન મોરારી, ફના ના, આ થનારૂં છે
          ગુરૂ સંતો કૃપા સારી;
          મહાસિંધુ તરા' નારી,
સુધી "શંકર" કરી યારી, ફના, ના, આ થનારૂં છે.

## કન્દર્પને.

(રાહ—ગજલ)

અયે કન્દર્પ! અયે કાતિલ! ખુની શારકાં ઉઠાવે છે?
તણુસને જોરથી, ખેંચી, સુધી પર કાં ઉડાવે છે?
          ભલે લાખો નૃપેંદ્રોએ,
          ગુલામીને સ્વીકારી છે,
મગર આ જ્ઞાન વાડીમાં, ઉગંતું—દાદ ના દેશે.
          હજારો બાણ તું ફેંકે,
          મગર ના, ના, હૃદય વિંધે,
કરોડો યત્ન કીધાથી, વળ્યું ન' કંઈ હવે વળશે.
          કદમ ના ભર હુની સામે,
          બળીને ખાખ તું થાશે.
હશે તે પણ સહુ ખોશે, જરા તું માન હે કાતિલ:
          થતા જ્યાં હોય તાબામાં,
          સફળ યત્નો તહાં ત્હારા,
સનમના સ્નેહ કુવારા ઉડે ત્યાં વ્યર્થ છે કાતિલ.
          અમારા ઇશ્કના રાહે,
   દખલ બાપુ! કરે શાને!
સુધી "શંકર" સતાવાને, નકામા યત્ન શા માટે?

## એક અવધુત

અમારા ખુદ ખાનામાં, વસે દર્વેશ અવધુતા,
ન વૈરાગી ન રાગી એ, ન જાગ્રત ના કદી સુતા.
પુરાણા કાળના જોગી,
પુરણ સત્ બ્રહ્મના ભોગી,
મુનઝઝા નાદ મનમૌજી નિરક્ષર નામ અવધુતા.
નિરાલંબાજ ઓંકારા,
જીગરની ઝાંખ હરનારા,
"અનલહક્ક" પોક કરનારા, અજાવર નાથ અવધુતા.
સમન છોરૂ સુધી "શંકર"
શીવોઽહમ્ ભણુ હવે મંતર,
"જગતના સત્ય પણુ તંતર," અભેદાનંદ, અવધુતા.

## 'પહેલા ચાકરી પછી ભાખરી'

કર્યાં વિણુ કદ્ર કંઇ જાતે, રહમ આશા નકામી છે.
ન વાવ્યું બીજ કયારીમાં, ફળાશા તો નકામી છે.
ધરી ભગવી કફન અંગે,
ફર્યા જંગલ અને પ્હાડો,
ખુદાપર ઇશ્ક ના જાગ્યો, ફકીરી એ નકામી છે.
પઢયા પુરાણુ પુરાણી,
અગર કુરાન હાં કાજી
અવર પ્યાસો ન બુઝાવી, ભણી વિદ્યા નકામી છે.
રમીને જુઠની બાજી,
કમાયા દોલતો ઝાઝી,

મગર જીવના રહ્યા પાજી, બધી મિલ્કત નકામી છે.
નફ્ટ મન અહિં તહિં ફરતું.
સનમની સોડમાં ઠરતું.
સુફી "શંકર" ડગો ભર તું સનમના રાહપર ઈશ્કે

## સાચો સ્હાયક

નથી જ્યાં કોઈ મ્હારૂં ત્યાં સહાયક શ્રીહરિ સાચો,
ભરૂંસો છે મ્હને ભારી, હૃદયમાં તેહનો પાકો.
કરી રક્ષા ગરભ માંહે, જઠર દવથી બચાવ્યો હું,
ભૂલું ઉપકાર કાં તેને ? ન અપકારી કદી થાઉં.
બનીને સુસ્ત દિન કર્મે,
સુખે શય્યા મહિં ઝોકું;
કરે રક્ષા પ્રભુ પ્યારો, અખિલ રાત્રિ હું બાળુનું.
રહે દાઈઅણુ પ્રિયા પાસે,
પ્રસવની થાય જ્યાં પીડા.
મગર વનચર પશુ પાસે, રહેછે કો કહો વીરા !
સગાં સૌ થાય જો વૈરી, મગર માલીક નથી ન્યારા,
મુસીબત છે મગર શ્રદ્ધા, સૂફી "શંકર" કહે પ્યારા

## વિભુની સ્વારી

રસીલી દેહ આ મ્હારી, અહિંના બેલ કો' ત્હારી,
જવું પડશે મુને પ્યારી, વિભુની આવતાં સ્વારી.
સગાઈ સાથ તુંજ મ્હારી,
ઘડીની ધાર આ વ્હાલી,

પતંગી પ્યાર આ ખાલી, વિભુની આવતાં સ્વારી.
ફર્યાં બે જણુ બહૂ સાથે,
પરસ્પર ભેટતાં બાથે,
સહન વિયોગ કયમ થાશે ? વિભુની આવતાં સ્વારી.
અદા તેં ફર્જ જે ત્હારી,
કીધી મુંજ તર્ફ હે નારી !
બજાવી મેં નથી મ્હારી—વિભુની આવતાં સ્વારી.
સલામી છેલ્લી આ મ્હારી,
સ્વિકારી લે પ્રિયા પ્યારી !
મળીશું કયાં હવે વ્હાલી ? વિભુની આવી આ સ્વારી.
કહીને એમ એ ચાલ્યો,
વિયોગી દેહનો વ્હાલો,
જવું પડશે જરૂર પ્યારો, છુડી આ દુનિયા ફાની.
કફનમાં કો' દફન થાશે,
અગર કો' ખાખમાં જાશે,
સનમ દરબારમાં ધાશે, સૂફી "શંકર" કરી સ્વારી.

## પિયુના પ્રેમની પ્યાલી.

ચ્હડાવીલે, ચ્હડાવીલે, પિયુના પ્રેમની પ્યાલી,
ભિંજાવીદે, ભીંજાવીદે, અહા અંતર તણી કયારી.
કસમ ત્હારી જુવાનીના,
ચ્હડાવે શર્મ શું લાગે ?
ન કાંઇ ખર્ચ છે એમાં, ન પાઇ દામ કો' માગે.

પીધી પ્રહ્લાદ ને ધ્રુવે,
મીરાં, નરસિંહ, અંબરીષે,
કબીર, ગોરખ, શબરીએ, અખંડાનંદ દેનારી.
નથી નાહાનની હિંમત મગર કોઈ મર જીવા પીશે,
અમુલખ જ્ઞાનના લ્હાવો, મુવેલા સંત તે લેશે.
ગુરૂની છે રહમ ધારા, સૂરી "શંકર" ઉપર જ્યારે;
પછી પરવા લગારે શું ? ન ચિંતા અંતરે આણું.

# માયા પ્રતિ કથન

અયે કમબખ્ત ! ઓ માયા, કપટની જાળ નાખે કાં ?
ખુની ખંજર ચખાડીને, રૂધીરનું પાન ચાહે કાં ?
હજુ હું કુંમળું બચ્ચું, ઉગતું આજ પરભાતે,
રમન્તું બ્રહ્મ ક્યારીમાં, ભમન્તું બ્રહ્મની સાથે.
ઝુલું છુ બ્રહ્મ હિંડોળે,
ફુલું છું, બ્રહ્મ લ્હેરીમાં,
ભૂલું છું ભાન ભાવીનું, મધુરી બ્રહ્મ લ્હેરીમાં,
ભણું છું બ્રહ્મના મંત્રો "અનલહક્કહાં, અનલહક્કહાં."
ઉડાવુ મોજ પી પ્યાલાં, ભરીને તરબતર મયનાં.
મજા લઉં બ્રહ્મ ગાણુંની,
મિલાવી [illegible] સૂર [illegible],
ભજનમાં ભંગ પાડી તુ, દખલ વચ્ચે કરે શાને ?
જરા તો માન હે માયા, ઉખાડે પાંખકાં બાપુ ?
જરી લે ચોપડે જોઈ, દબાયું મેં નથી દાપું.

"દીધું તો, તો, પડે લેવું,
લીધું તો, તો, પડે દેવું."
નથી લેવું અગર દેવું, પછી ત્યાં શું રહ્યું કહેવું ?
પડું શું કામ ફંદામાં, મુકી આ બ્રહ્મની લ્હેરો,
ચ્હડ્યો છે બ્રહ્મનો નિશો, હવે જા લઈ ફિકો ચ્હેરો.
"ઘડી રહેવું. વધુ રહેવું,
નકામો મોહ દુનિયાનો,
મુકીને આ બીજું ધરવું. ક્રમે આ ચક્ર ફરવાનો."
અડયો તું વિંઝણાનો જો, પવન તે, તો, રૂડયું ભાવી;
વસાશે જ્ઞાન ઘર તાળાં, પછી મળશે કહાં ચાવી ?
ખતમ થઈજા ભસ્મ થઈજા,
જરા ઈન્સાનિયત રાખી,
અહિં ઈન્સાનના ડંકા, નથી નાહનિયત ચાખી.
સદા છું બ્રહ્મનો સેવક, ન તું કમજાતની પરવા,
સનમ સોડે સૂરી 'શંકર' પછી દિલશોક કાં ધરવા!

# અસ્ત યોગી.

(રાગ—અય માતૃભુમિ તેરે ચરણોમેં શિશ નમાવું)
દુનિયા દિવાની હોગઈ, હમ તો ચલેંગે બનમેં,
મિથ્યા સભી સગાઈ, ચાખતો ચલેંગે બનમેં.
જ્યાં ના પવનકી લ્હેરી,
ચાતો ન કિસકી ફેરી, (૨)
વાંહી લગાકે ડેરી, હમતો બસેંગે બનમેં. દુનિયા.

ધરકે ખભાપેં ઝોલી,
તીનરંગી ખાખ ચોલી (૨)
અહાલેક જગાવે જોગી, હમતો અકીલે બનમેં દુનિયા.
ગંગાકે જલમેં ન્હાવે,
ઉલટા પવન ચલાવે,
સુરતા ગગન સમાવે, ફિર વાં ઝુલે લહરમેં. દુનિયા.
સોઽહમ્ કી ધુન લગાવે,
સોતાકું હમ જગાવે,
મહાશૂન્યમેં ઠરાવે, પ્રેમ જોગી જ્યાં બસતકે ? દુનિયા.
સર ભંગી કોઈ જો આવે,
મુજ દર્દ કું પિછાને,
સૂફી "શંકર" પુકારે, અમનો જીગર હસતા હૈ દુનિયા.

# પોપટને

( રાગ-તોટક )

પઢ પોપટ હે મમ પિંજરના,
પઢ પંચમ વેદની ગાથ અહા,
ચ્હડ શૃંગ સખે ! મુજ કંદરના,
ઉડ સોઽહમ્ શબ્દની પાંખ સદા.
રસ રેલ વહે,
કસ વેલ મહેં,
નટ ખેલ કરે,
ગિરિ શૃંગ પરે;

ઝટ ચાલ તહેં,
નટ નાચ જહેં,
નવ ઢીલ ઘટે,
દવ ઢીલ મટે.
રવ મોરલીનો મન મગ્ન કરે,
દવ દગ્ધ દિલો ઝટ જ્યાંહિ ઠરે,
ત્રણ તાપ તણો ભય નાહિં જરે,
બસ હાલ તહિં ઝટ જાવું ખરે.
કળી પદ્મ તણી, જહિં ખીલી રહી,
વળી રત્ન કણી, મહિં સારી જડી;
રસ જોબનથી ઝુરતીજ રહી.
સુફી "शंकर"જા, લુંટ જોબનડી.

## બ્રહ્મચર્ય

(રાગ—મોરે મૌલા બુલાય મદીને મઝે)
બાલો! બાલો! બ્રહ્મચર્ય વૃત્ત ઝાલો....રે
પાળો, પાળો, સપ્રેમ સહૂ પાળો....રે....ટેક.
મન, કર્મ, યા તો વાકસેં, ગફલત કભી ના કીજીયે,
ઉડતી હવામેં વૃત્તિકું, આશ્રય કભી ના દીજીયે,
વાળો, વાળો, વામાકું ઘર વાળો....રે બાલો! બાલો!
વિકાર વૃત્તિ કર કબજ, બસ વીર્ય પાલન કીજીયે;
જીસમેં સબી શક્તિ બસે બુટ્ટી ઘુંટી વો પીજીયે,
ખંજર લેકર વિષય નેન ફોડોગે...બાલો! બાલો!

યે વીર્ય જીવન સ્તંભહૈ, જબ વો ગયા તો સબ ગયા,
બત્તિ બુઝી દેહારકી, સબ ગાત્ર ભી ઢીલા ભયા,
તોડો, તોડો, તિમીરગઢ તોડોરે...બાલો! બાલો!
સત્સંગકી સમશેરસેં, મિથ્યા મજાકું છેદીયે,
સબ ભોગ ગઢડી બાંધકે, ભેદી ગુફામેં ભેજીયે,
ચુપકે સંયમ ચક્કી ચલાવો....રે, બાલો! બાલો!
પઢીયેજ ગાથા ભીષ્મકી, હાંતો અગર સુરદાસકી,
યે ભોગ હૈ સબ વિષવત્ કરની ધરો વૈરાગ્યકી,
હમકર દિલકું દરિયામેં ઝીલાવો....રે, બાલો! બાલો!
સબ બાલપનમેં કર લગન, બ્રહ્મત્વ બમન ખો રહા,
બાલક બિચારા કયા કરે, નુર ચશ્મકા જબ ચલ ગયા,
અબતો સમજો કુછ દિલમેં દિવાનો...રે બાલો! બાલો!
"શંકર" સુપ્રીકી બાતકું, અંતર મહિં ધર લીજીયે,
લાગે બુરી દેના પિછી, કુછ ગમગિનીના કીજીયે,
ધરકે પ્રેમ, પરિબ્રહ્મકું પિછાનો....રે બાલો! બાલો!

## દગ્ધ દારા

એ......મહુલી ઉઘાડો જોગી, ઝુંપડી જગાડો જોગી,
એ......દવથી દઝાઇ દારા દ્વારે રહી,
એ......આત્મ પિપાસી બાળા બ્હારે ખડી....ટેક.....
જોયું નહિ સુખડું કયાંહિં, જુઠી દુનિયાની માંહિં (૨)
ત્રાસીને ત્રાતા શરણે આવી અહિં એ.......દવથી....
નથી જગ-હું ના જગની, લાગી મને શ્રી લગની (૨)

વૈરાગ્યની અંગે મેં તો ઓઢી કફની, એ......હવથી...
દયા લાવો દિલ જોગી, તમપ્રેમની હું ભોગી (૨)
ઉઘાડો, ઉગારો, દવથી દાઝી મરતી, એ.......દવથીં...
ઉંડી, ઉંડી, ઝુંપડલીએ, પ્રેમરસ ઘોળી પીએ (૨)
ધરો સુપ્રી "શંકર" દાસીની આ વિનતી, એ....દવથી...

# ચિંતા એજ ચિતા

એ......આવો કોઇ આવો ભાઇ, દુઃખડું સમાવો ધાઇ,
એ......મધ દરિયામાં દવથી દાઝી હુ મરૂં,
એ.......કરમની કથની હું કયાં જઇને કહું....ટેક....
જ્યારનો હુ જનમ્યો જગમાં, ત્રણ નારી જનમી દિલમાં
રીઝાવે, રીબાવે. કહોને કેમ કરૂં એ....મધ દરિયામાં....
ઘરનું ન કામ સુઝે, નિંદરડી ઉલટી દૂઝે (૨)
ઘેલો, ઘેલો થઇને હુ તો શેરીએ કરૂં એ...મધ દરિયામાં
પેટ ભરી ખાઉં ત્હોયે, પેટ મહિં ખાડો હોયે (૨)
પાણી પીને થાકયો ત્હોયે તરસે મરૂં એ....મધ દરિયામાં
ઘેર ઘેર એ મ્હોંકાણો, "ચિંતા એજ ચિતા જાણો."
કહે સુપ્રી "શંકર" હવે હરિ સ્મરવું એ....મધ દરિયામાં

# સત્યના શોધક

( રાગ–ગજલ )

કરે સારી જહાં ગીબત. અગર તારીફ હમારી હાં
મગર ઝાહદ અમે [illegible], [illegible] ના તફકૂર હાં.

મુનગ્ઝા નામની તસબી, ગ્રહી શામો સહર ફરીએ
વસેલા બુતખાનામાં, અમર બેમિસ્લને સ્મરીએ.
પુકારી જાબજા કહીશું,
ભલે રૂસવા હમારી હો,
અકીલોને થવા આબિદ, મુનગ્ઝા નાથનાં જી હાં.
કહો કાફર અગર રિન્દા, મગર છે ના હિલે પરવા,
જીવન ત્યાગી, પ્રણયગામી, અમેના સત્ય ચુકનારા.
ગરીબીમાં ભલે ફસશું,
લગાવી લાત મિલ્કતને,
મગર ના સત્ય ચુકીશું, ન પરવા જાત ઈજ્જતને.
સનમની છે મ્હને પરવા, બીજાં ઉલટાં વહે છોને,
સનમ છોરૂ સુપ્રી "शंकर" સનમના પર દિવાનો છે.

# સનમની શોધ

વ્હાલી સનમ ! શાણી સનમ ! શોધું ત્હને હું કયાં જઈ ?
હરદમ રહું, હે માવડી ' જખ્મી જીગર ઝાંખી થઈ.
અશ્રુ ઝરે છે ચશ્મથી,
હૈયું વિંધાણું જખ્મથી,
રોઇ રડી જાઉં મરી, આંખો અરે આંધી થઇ.
હમણાં હતી, મા, તું અહિં,
પ્યાલી, કનક પાટે રહી,
૨ સમરી છલકી જહિં પાણી, કહાં છટકી ગઈ ?
[illegible]ી હૃદય વેધી તિરે,
[illegible]ી જખમ દિલડું ચિરે,

સુખડું વહયું નદના નિરે, જાવું હવે મ્હારે કહીં.
જ્યાં હોય ત્યાંથી આવજે,
કૈં, કૈં, રમકડાં લાવજે,
છોરૂ સિનાથી દાબજે, ઝુરી, ઝુરી, જાશે મરી.
ભર તું કદમ ના, ના, જીગર,
"शंकर"તણી તુંજને ફિકરર
આ અર્જની કરજે કદર, જાયે નજર ન્હારે નહિ.

## ખુદાના ખેલ

ખુદાના ખેલ જોવાને, જમીં આસમાન પેઠો હું,
અકુળની ના ખબર પડતાં, બની લાચાર બેઠો છું.
ગણાયા ના ગણાયે કે,
ભણાયા ના ભણાયે એ,
વિધાતા છો લખી થાકે, અલખ છે ખેલ કુદરતના.
જનમતાં લાખ પળમાંહે,
ઉછરતાં ખુદ ખુદા છાંયે,
પલકમાં સો ફના થાયે, અહા શું ખેલ કુદરતના.
વસંતાં જીવ ઉમરામાં,
કહે બ્રહ્માંડ અટલામાં,
શું જાણે કેટલાં એવાં, રચ્યાં બ્રહ્માંડ કુદરતના.
ચળકતા ચશ્મની કીકી,
રહે બાપુ ન તું ચમકી,
જિગરની ઝાંખ કાઢીને, નિહાળો ખેલ કુદરતના.
ખુદા કરશેજ તે થાશે.

બીજાં મિથ્યા બકી મરશે,
સદા સુખ દુઃખ તે હરશે, ભરૂંસા છેજ કુદરતના.
કર્યા વિણ કાંઇ તું ડહાપણ,
મુકી "शंकर" નફસને હણ,
"અનલહક્ક" બ્રહ્મ મંત્રો ભણ, છુપા જ્યાં ભેદ કુદરતના

# રસીલીનું રોષણું

મંગળ દિને દિલબર ! દિસે, કાં આજ તું રોષે ભરી ?
પળભર પ્રિયા અવલોકવા, મુંજ આંખડી તલપી રહી.
આડું અટકચાળી જુવે,
કાં ચશ્મ અશ્રુથી લ્હુવે ?
આવ્યો વખત તું કાં ખુવે ? ગઇ પળ ન પાછી આવતી
પરણ્યા પછી પ્હેલી ઘડી,
તુંને મ્હને આજે જડી,
કુલટા કઈ વચમાં નડી ? આપી ત્હને ઉંધી મતી.
ચપળા ન કર ચાળા વધુ,
ઝટ જામ પી મયનું મધુ,
સુઝતું નથી કહેવું કશું, મુંજ ભાગ્યની રેખા પડી ?
ઠપકો દીધો સારી જને,
ત્યારેજ આવ્યો તું કને,
પણ તું વધારે શોકને, શું ભાગ્યની ફરતી ઘડી ?
કરવી હતી હઠ આવડી,
ધરવી ન'તી કર બંગડી,

કાં અંગ પ્હેરી ચુંદડી? રહેશે હઠો આ કયાં સુધી?
દે લબ્લગી, હે દિલ્બરી!
દિલ્જાન મોંઘી મનહરી,
છટકેલ શાણી અપ્સરી, ફાટી જતું હૈયું અહિં.
મુંજ નાવડું લથડાય છે,
સ્નેહ સાગરે ભટકાય છે,
"शंकर" સુફી ગભરાય છે, કરશે કદર કે હાં નહિ?

# મુર્છા

મખ મૂરછું, બિમાર છું, હાં છેડશો કોઇ નહિં.
મામૂર કાસા મય થકી, વિષે રેડશો કોઇ નહિં.
રૂસવા ભલે આ લોકમાં, થાતી મગર ચિંતા નથી;
દિલ્દારના આ દર્શનની પીડા તણો તદબિર નથી.
સુતો હતો શય્યા મહિં,
માશૂકડી આવી અહિં,
ન્હોતી પિવી ત્હોયે પિવાડી જામ બલ્બુલે ભરી.
સાકી બન્યું બુલ્બુલ હું નું,
કે ઘેલછા મુંજને થઇ,
બેભાન થઇ નિચો પડયો, માશૂકડી છટકી ગઇ.
અલગુ, કરી હુંકારને,
દિલ બાઝીયું ઓંકારને,

લવતુ, “ અનલહક્ક ” પોકતુ પળીયું ખુદાના બારણે.
મમ દિલને માન્યું હતું, પિધા પહેલાં જામડી;
ખુરી હશે, પણ જ્યાં પિધી, માન્યુ ન એ સમ મીઠડી-
બસ જામમાં આરામ છે, એ વાત મેં દિલમાં લહી;
શામો સહર “शंकर”સુફી! મય જામ પિવી કર સહી.

# ગુલાબનું ફુલ.

હાલો સખી! બાગે જઈ, ફુલ વિણવાં હાલજ ઘટે;
સૂર્યાસ્ત થાતાં સહુ ફુલો, જાશે બિડાઇ હાં રખે
જોને સખી આ કેતકી,
રૂપ જોબને વિકસી રહી,
પણ કામ નાવે અર્ચને, તો તોડવી તે ના ઘટે.
ભુંગો, લુંટે જો બાપડી,
આ ગુલબદન ગુલાબડી,
દેતી અમર ખુશબો ભલી, જાયે જિવન ત્હોયે ભલે.
શું રૂપ તેનું આ કર્યું ?
બસ તરબતર રસથી ભર્યું,
ખુશબો થકી બ્રહ્માંડ શું ? ચોદે રહ્યાં મ્હેંકી અરે.
ચુંટો ચપળતાથી ત્હમે,
કંટક ભલે ક્રૂરતા કરે,
તમ કર કમળ વિંધી નખે, ડરશો તથાપિ, ના જરે.

મુકશું ગિરે ઘર આપણું,
જો માળી માગે મુલડું,
કરશું ખરિદ એ ફુલડું, જો જગ ભલે દાવો કરે
હે જગતનાં સૌ માનવી,
જાહુર ખબર શંકર તણી,
જો યોગ્ય લાગે દિલમહિં, કરશે ખરિદ ફુલડું ખરે.

## માશુકની મુલાકાત.

દિલ્દાર આવીયાર ત્હને. જો ઉભો તુંજ બારણે,
પણ સોડ તાણી તું સૂતી, ખોટી હઠો શા કારણે ?
તુંજ હૂજ, માશુક! બંધ છે,
અંદરથી વાસેલુંજ છે,
ઉઘાડવું મુશ્કેલ છે, ઉઘડે ઉઘાડયું તું થકી.
ટપકી રહ્યો છે મેહૂલો,
સારી જહાંને છાંટતો,
ઘુઘવાટથી ધ્રુજાવતો, વ્યોમે ઝબકતી વીજળી.
સામાં શિલા પડબંધ છે, પણ આ નિશા નાચી રહી,
ને નિજ પતિ પાસે રતિ, કૈં માગણી યાચી રહી.
યાચી રહ્યો આશક અહિં,
દર્શન અહા માશુક તણું,
ગણકારતી ઘેલી નહિં, શું ખેલ જામ્યો ચોકમાં !

તારક ગણો તાકી રહ્યાં, લાવી દિલે શક હું પરે,
કે કો' હશે મધ્યરાત્રિએ, આવી ઉભું છે તું દરે.
પરવા નથી આશક તણી,
દિલમાં જરી માશુક હે,
પણ છે મ્હને ત્હારી ઘણી, હું માટ દિલ્બર! જાગજે.
તું જ હુજનાં દ્વારો જિગર ખુલ્લાં મુકો, કર કૈં રહમ,
"શંકર" સુધી તું જ ઇશ્કમાં, એ શર્મ! ડરતી કાં જખમ?

# અલબેલાને અરજ.

હે નાથ! ઓ અલબેલડા, ઝાલો ન મ્હારી ચુંદડી,
ફાટી જશે, તૂટી જશે, રેશમ તણી આ ચુંદડી.
શેરી તણાં સૌ લોક જોશે, પ્રાણ જીવન! ખેલડી,
ઈજ્જત જશે મ્હારી પિયુ, તો કોણ મ્હારી બેલડી?
સાસુ હમારી છેલડી,
હાં ઘેલડી નણુદી વળી,
જો જાણ થાશે તેમને, તો શું દશા મ્હારી પછી?
જોતા નથી શામો સહર,
ઉલ્ફત તણી શું રીતડી?
ઇન્સાનિયત ના રાખતા, હેવાનિયતની ભીતડી
ના આજ, કાલે આવજો,
ત્રિવેણી ઘાટે નાથજી!

ત્યાં ખેલશું એ રંગમાં, ને લુંટશું જોબન વળી.
દેવળમહિં દેવળ બન્યું, જેમાં વસે વાલ્લમ સખી,
"શંકર" સુખી કુરબાન છે, સેવે ચરણ દિન રાતડી.

## ઘેલી આશુકને

ઘેલી બની સૌન્દર્યથી. શું છેલડી છલકી જતી ?
વેલી તરૂવર પર વિંટાઇ, ડાળને ડોલાવતી.
તુંજ ચશ્મથી જોને જરી,
છે સ્વપ્નવત્ લ્હેરો બધી,
દેખી'તી ઇન્દર વાયણી, લલચાવી દેતી ભલભલી—
તુંજ ચશ્મમાં કૈં નૂર છે,
ખ્વાબી ખલકનું પૂર છે,
મૃગજળ પીવાનું શૂર છે, બાજી બધી ઉલટી હજી.
પાનું પડ્યું તું સંગમાં,
ફુલી રહી મદ રંગમાં,
ખ્વાબી જહાંના ઢંગમાં, વ્હાલું હજુ વાંચ્યું નથી.
કૈં ધર દિમાગે શિખ આ,
કડવાશમાં મીઠાશ હાં,
આવું અહિતકર સુખમાં, દિલબર ! ત્હને લાઝિમ નથી.
જ્યાં પ્રેમીનો મેળાવડો,
"શંકર" સુખી ત્યાં ત્યાં જતો,
બસ ખુદ ખુદાથી ભેટતો, શું પ્રેમની લ્હેરો ઉડી ?

# મુસાફરને

જાગો મુસાફર દૂર જાવું, રાતડી થોડી રહી.
સોડો ત્હમે તાણી સુતા, લાગી મિઠી શું નિંદડી ?
છે પંથ ના કૈં પાધરો
વસતા ઘણા બુરા નરો,
કાં આભર્થ બાથો ભરો ? કરવી ઢીલો ઘટતી નથી:
વિકરાળ વનની વાટ છે,
લુંટફાટ વાળું ઠામ છે,
જ્યાં સંત પણ નિજ હામને, ખોતા ન ચાલે પળ મહિં.
સ્નેહી સગાં ના આવશે,
સ્હાયક બની ના વારશે,
નિજ સ્વાર્થ વિણ ના ધારશે, સાચું કહું સૌ દિલ મહિં.
આ ધર્મશાળાની મંહિં,
તમ કાફલો વાસો રહી,
કૈં જુલ્મ આદરતો અહિં, નિજ હક્ક તણો દાવો કરી.
મિથ્યા મુખે કાં ભાખતા ?
શું છે ખરૂં ના જાણતા,
સુકા સવાદો ચાખતા. આ આપને લાઝિમ નથી.
આ કારમું ચક્કર ફરે,
કાળનું તમ શિર પરે,
ભક્ષી જતું સૌને અરે, ખુદ ચશ્મથી જૂવો જરી.

લ્હેરો મુકી અળગી સહૂ,
ભાથું ભરો ઈશ નામનું.
"શંકર" સુણીનું બોલવું, જો યોગ્ય તો કરજો સહી.

## દવમાં દેરી.

દવ ડુંગરાની ટોચપર, દેરી દિપે મ્હારી ભલી;
દવવત્ બની એ બાપડી, દવની મહિં ગઈ છે મળી.
મ્હેમાન સૌ ત્યાં આવજો,
ચીજો નવી કૈં લાવજો
મુંજ ૦ાસને બુઝાવજો, શિખવાડજો પ્રેમ પોથડી.
ડરશો ન દવની જ્વાળથી,
હાં તો અમર રખવાળથી,
કંગાલને ત્યાં વ્હાલથી, કરજો રૂડી પધરામણી.
વનચર ઘણાં વનમાં ફરે,
નામર્દનું ભક્ષણ કરે,
શુરા અગાડી શિર ધરે મૂકવા વળી આવે અહિં.
ઉપાનનું ના કામ ત્યાં,
કંટક પડયા આડા જહાં,
ના ધુપકે ઠંડી તણાં, વ્હાણાં કદી વ્હાતાં નથી.
દર્શન અભિલાષી પૂરો,
ને સંત સેવામાં શુરો,

છો પ્રાણનો થાયે ચુરો, પણ પ્રેમ મય જાવું બની.
જખમી જિગર પોકારતું,
અશ્રૂ વહે ચોધારશું !
ને નાવડું ઝોકારતું કૈં પ્રેમના સાગર મહિં,
આ વિશ્વથી ઉલટો વહી,
ત્રણ તાપથી અળગો રહી,
દવ ડુંગરે ડેરી મહિં, "શંકર" વસ્યો વાસો કરી.

## મુર્ખાની મ્હોંકાણ.

કર, કર, ખુદાની બંદગી, કમબખ્ત કાં ગાફિલ રહયો ?
ઇન્સાનિયત ડર રાખને, તુંજ વાયદો વિતા ગયો.
અજ્ઞાન નિદ્રા સંગમાં,
નાચી રહ્યો શું રંગમાં ?
કીધો કબાલો ભંગમાં ભૂલી ગયો માયા મહિં.
લાગી મિઠી માયા મઢી,
શ્યામો સહર લે લ્હેરડી,
ચોગાનમાં ખેલે દડી, થાતી મગર ના જીતડી.
હર વખ્ત મોં વીલું બને,
જીત થાય ના ત્હોયે રમે,
હે સંગ દિલ ! કાં આ ગમે ? મોહાંધ માયા સંગમાં.
ઉલગાં કરે કારજ કહાં,

ઉલટી વહે સારી જહાં,'
આખર ન કો' ત્હારૂં તહાં, રહેને જરા કૈં ઢંગમાં.
જો જળ પ્રવાહે જાય છે,
આયુષ્ય ખાલી થાય છે,
અલ્લાહ સમર, ઘટમાંય હે, મનખો ફરી મળશે નહિં.
પડશો ચુરાશી લાખમાં,
ભળશો અખિર સૌ ખાખમાં,
"શંકર" સુણી આ જન્મમાં, જો શ્રીહરિ સમર્યા નહિ.

## સ્નેહાંધત્વ

આ સ્નેહના સામ્રાજ્યમાં. અંધત્વ આવ્યું સ્નેહનું,
બુરજો તૂટયા અજ્ઞાનના, અંધત્વ આવ્યું સ્નેહનું,
ગાંડો કહે આલમ બધી, મયખ્વાર જોઇ સૌ મ્હને;
સૂરદાસ કહી ખીજાવતાં, પરવા મગર છે ના મ્હને.
અહિં આવવા લાખો જનો,
ચાહે મગર કયાં સ્હેલ છે,
નિષ્કામથી અહિં નાચવું, એ વાત બહુ મુશ્કેલ છે.
અંધત્વ આ છે જ્ઞાનનું, નિત્ વસ્તુનો જ્યાં દામ છે;
ચંચળ સુખોના ધામમાં; ના પળ મહને આરામ છે.
ફોડી ભલે સાકીજી એ,
આંખો પ્રણુય હુરી થકી,
દેખાય સત્ ને ના, અસત્, માનો મજા એમાં નકી.

છો દેવના દીવા સમી, આંખો ભલે હોયે મગર,
ચંચળ સુખો દેખાયતો, દૂર ભાગતું મ્હારૂં જીગર.
જ્યાં જ્યાં જીવું ત્યાં ત્યાં દહવું,
અશ્રુ સનમના સ્નેહનું,
"શંકર" સુધી વ્હાલું ત્હને, વ્હાલી સનમનું બાત્ત્રું.

## સાકીનું સંબોધન

અહિં એકલો મૂકી મહને, સાકી ! કહાં ચાલી ગયા ?
પાવા પીપો મયનાં ભરી, કોને કહો સોંપી ગયા ?
બચ્ચું ઉછરતું છે હજુ,
બાપુ ! નપાકું કૈં થયું,
ઉંડા જળે જાયે વહયું. ડુબશે જરૂર ઝાલો ભલા.
ધ્રુસકે રૂવે દિલડું અહિં,
મળતું ન આશ્વાસન કહિં,
હો, હો, ભલે સાકી જહિં, પણ દોડજો દિલ ઠારવા.
જળ માંહિ લાગી આગ છે,
આગે છુપો એક બાગ છે,
બાગે સુરીનું ધામ છે, તમ હિજથી આરામના.
ઘરબાર સૌ સુંનું થયું,
પ્યાલું ભર્યું પાટે રહ્યું,
પાનાર પણ છટકી ગયું, સાકી હતા શું નારના ?
"દીધું હૃદય દઈ જાણું,

નહિંતર ન દેવું એ ભલું,"
સવળા વહી ઉલટું કર્યું. શું ઇશ્કની આ રીત છે?
"શંકર" સુધી પોકારદો,
હરદમ 'સનમ' ઉચ્ચારતો,
દિનનાં દુઃખો વિદારતો, પ્રરમાર્થ માંહિં પ્રિત છે.

## ભણતર

'ડિ, ઓ, જી,' ડોગના કરતાં, 'જી, ઓ, ડી' ગોઠ ભણુ
"શંકર"

ભણાવું હું ત્હને જાતે, અસલ આ ઇશ્કનું ભણતર.
અસત્ જે વસ્તુ સાકારી,
નિરંતર છે નિરાકારી,
મૂળે ધુળ પિંઘ મૂગ વારિ ઘુંટો હાં એકડે એકો.
'હું છું કો'? કોણ છે મારૂં;'?
સમજ ખોલી ગુહા મ્હારૂં,
અસલ સત્ ક્યાં અશુભ સારૂં? ભણો હોંશે બગડ બગડો.
અવર સ્ત્રી બેન સમજાણો,
અવર ધન ન્હાણુ પરમાણો,
પ્રણયથી પ્રેમ રસ માણો, ઘુંટો હોંશે જિગર ત્રગડો.
ગુરૂ ચેલા અગર ઝાંટો,
ભલે દાનો દિવાનો હો,

મગર શિરછત્ર રૂપ માનો, ભણો હાં ચોગડે ચારો.
ન નિંદા કર હરિજનની,
અગર હોંશી અવર તનની,
ધુવો કાળાશહાં મનની, ઘુંટો હાં પાંચડે પાંચો,
વખત જોતો ન કો'ની રાહ,
વહે જાણે નહી પરવાહ,
બુઝાવી દયો જિગરનો દાહ, પઢી લ્યોને છગડ છગડો.
ન કર વાહીત બાહીહાં,
મગર સુણુ વેણુ જ્ઞાનીનાં,
સમજને કર અમલ જીહાં ભણોહાં સાતડે સાતો.
અનાસરથી બની અદભૂત,
નપી કાયા,–ભીતર અવધુત,
નથી મેમાન કો' જાથુક, ભણો હાં આઠડે આઠો.
વિકારી વાટ મેલીને,
સિધાવો સત્યના પંથે,
રહો ઘેલા નિજાનંદે, ઘુંટો હોશે જિગર નવડો.
જગત્ મિથ્યા જરૂર જાણો,
અનુભવ બ્રહ્મ સત્ માનો,
મરાયો જ્યાં મનોરાણો, પટ્યું એકડ મીંડું દશડો.
ભણે ને જે સમજશે આ,
અગર મૂકશી અમલમાં હાં,
પુરણ પરબ્રહ્મ સાગરમાં, ઝીલે, " શંકર " હરિવરનો.

## સ્નેહના બુરજો

અમારા સ્નેહના બુરજો, અડેલા ઠેઠ અસમાને,
મઢેલા રત્ન મોતીડે, ઉભેલા ખડક ચોગાને;
ન શિખર આસમાને હાં,
જડે તળીયું ન પાતાળે,
ચણાયા ઇશ્કની ઈંટે, અબુઝ શું ભેદ આ જાણે.
તુરંગો લાખ ફોડયાથી, અસર ના, ના, જરી થાએ;
ન ભાગ્યા એ ભગાયે કે, ન બાળ્યા એ બળે હાયે.
જહાં પ્રહલાદ ને ધ્રુવે, હુંપણના હોમ કીધા'તા;
કરીને જગત પે પરવા, અમોલા લ્હાવ લીધા'તા.
અમારો રાહ પણ એ છે,
વિલાસી સ્નેહ બુરજોના,
ડુબીશું ને ઉગીશું ત્યાં, ફરીથી સ્નેહ બુરજોમાં,
સનમ છોરૂ સુધી "શંકર"
પઢો બસ પ્રેમના મંતર,
જુઠું છે જગતનું તંતર, શુરા કો'સંત આ જાણે.

## વિયોગી સખાને

( રા. તોટક )

દિન એક સખે ! જરી આવ ઘરે,
ધિર છેક મ્હને, નથી, ધાવ સખે !
ચિત્તડું ચટકે,

દિલડું છટકે,
લટકે મટકે જરી ભેટ સખે!
નંદ નીર વહે,
હદ વિંણુ સખે!
ઉંડી ચીર પડેજ દિવાલ મહે.
કરૂં કેમ કહે,
ધર રહેમ જરે,
ઘર કામ અરે, સુઝતું ન સખે!
રગ રગ રમે,
તુજ સ્મર્ણ સખે!
દિલ ભાવ સહે,
ઝટ ધાવ સખે!
દરિયે ડુબતું મમ નાવ સખે!
કુમળું દિલડું દુઃખડું ન સહે;
તું વિયોગથી ઝુરતું નિત્ય રહે.
તન તાપ મટે,
મન માપ-ઘટે,
દિલ દર્દ ઠરે, જરી આવ સખે!
દુઃખ રાત છુટે,
સુપ્રભાત ફુટે;
સખી 'શંકર' નું, ઉર, ભેટે ઠરે.

-❦-

## પાત્રની યોગ્યતા

પકવ્યા વિનાની માટલીમાં જળ કદી ટકતું નથી;
જયમ ખીરડું મંજા ઉદરમાં, કો' દિને ટકતું નથી.
સિંહણ તણું જે દુધડું,
ના હિમની પ્યાલી વિના.
ને મેઘ બિંદુ પદ્મ પત્રે, કો' દિને ટકતું નથી.
ખંજર વળી સત શબ્દનું, ઝીલી શકે પ્યાસી પૂરણ;
મુમૂક્ષુતા જાગ્રત ન જ્યાં, તે દિલડું રહેતું નથી.
છો સહુ ભલે ઉલટું વહે,
"શંકર" મગર સાચું કહે,
પથડી વિના ઔષધ અરે, કૈં દિલમાં રહેતું નથી.

## પાપી કોણ ?

( શાર્દૂલ વિક્રિડિત. )

"પાપી તે જ પૂરો, સ્વદેશ હિત ના, દિલે જરા ચાહતો,
પાપી તે જ પૂરો સ્વદેશ દુઃખમાં, દિલે ન કૈં દાઝતો.
જન્મ્યો તે ઝખ મારવા, જગતમાં, સેવ્યા ન દેશી જનો,
લાખો વાર ધિક્કાર તે ધનિકને, પોષ્યા ન દેશી દિનો.
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
આલી શોખ મહિં નૃશંસ હિઝરે, ખોઇ કમાણી બધી,
કૈંઈ કીધું નહિં કાજ દેશ હિતનું જનમ્યો ન જન્મ્યો નકી,
ગાળી ગર્ધવ જીંદગી, પીઠ ધરી, બોજો અધમતા તણો.
નીવડયો માતની પેટ છેક પથરો, જીવ્યાથી મૂવો ભલો.

ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
જેનું ખાય અનાજ તે જ ધણીનું ખોદે હરામી અહા,
જનમ્યો જે કુખથી જ તે જ કુખનું કરતાં કુડુ વાર ના,
જે વૃક્ષોતણી છાંય હેઠ ઉછર્યો, ધારે જ તે છેદવા.
પાપી કોણ બીજો જ તે નફટથી, જનમ્યો ખુરૂ ખેડવા. ”
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
“કિર્તી આશ ન લેશ, હોય દિલમાં, ધર્મે મચ્યો જે રહે,
સત્કાર્યો કરતાં ન પાછળ પડે, પરહિતમાં મગ્ન જે,
જાણી ધર્મની ફૂર્જ દર્દ દિનનાં ટાળે ધરી પ્રેમ જે,
તે નરને ધન્યવાદ “शंकर” સૂપ્રી, કિર્તી યુગે યુગ રહે.”

## યુવાની.

યુવા બહુ મસ્તાની છે, દિલબર દિવાની થા નહિં,
મયની ખૂબી તો ઓર છે, મયખ્વાર માશૂક થા જરી,
આ ખાકપર જે પાથર્યા સૂર્યે કિરણ સૂવર્ણમય,
પણ અસ્ત થાતાં એક પણ, ત્હારી નજર પડશે નહિં.
તુંજ ગાલની લાલી બધી,
યુવા મહિં ચળકે મગર,
પણ એક બિંદુ ભર્ગનું, વૃદ્ધા વયે ટકશે નહિ.
ખીલી રહ્યાં શું ગુલશને,
ગુલડાં અહા આજે મગર,
નિજ ખૂશબો છોડી સહુ કરમાઈ જાશે એક દી.
કૈં કદ્ર કર કૈં કદ્ર કર,
યુવા મહિં સૌ શકય છે,

ડાકણુ ભુખે હાં એક પણુ તુંછી બની શકશે નહિ.
જયાં આગ લાગી ગૃહને,
કુપ ખોદવો એ વ્યર્થ છે !
શુક ઉડતાં પિંજર મહિંથી, શોક હાં ઘટતો નથી.
પાનું પડયુંતું સંગમાં,
તેથી કટુ કહેવું પડે,
"शंकर"સૂરીની ભૂલ તો, દિલબર હિયે પાછી વળી.

# મિથ્યા સ્નેહ.

સોં સ્વાર્થનું સ્નેહી અહા, આજે ખબર મુંજને પડી.
સાધે જહિ નિજ સ્વાર્થને, ત્યાં જાય સો મારી હડી.
પાણી કરી રૂધીર તણું,
દીપાવીયું ઘર આંગણું,
પણ અંતકાળે વારણું, લેશે સગાં ભેગાં થઇ.
જો વાલ વીંટી હાં અગર,
પડશે નવાં વસ્ત્રો નજર,
તુંજ અંગપર ના કો' મગર, રાખે લઇ લે તે ઘડી.
ઊંચા પલંગે પોઢતો,
વળી ગાદલાં બિછાવતો,
ને મિષ્ટ મેવા ચાવતો, પણુ વાત એ જાશે વિતી.
છત્તર પલંગના કારણે.
વાંસો કપાશે બારણે.
હે કમનસીબ ! તે વારણે, ગાદી ગુંથાશે દર્ભની.

તુંજ સત્ય માનેલાં સગાં,
ભેગાં સહૂ થાશે તહાં,
તુંજ ગુણને ભૂલી જઈ, બાંધે કલેવર ઠાઠડી.
જે ઠામ વાજાં વાગતાં,
ગાણાં રૂડાં ગાતાં હતાં,
તે ઠામ ગ્હાણાં પોકનાં, વા'શે ભલા તું જો જરી.
ઉભા પગે દોડે અહીં,
જન એક દોણી કર મહિં,
ને ચાર જણ લઈ ઠાઠડી, જાશે ઉપર માસાણની.
ખડકી ચિતા ત્યાં કાષ્ટની,
તેપર મૂકે તુંજ ઠાઠડી,
બાળી કરી દે ખાખડો, જૂવે ઉભા છેટા રહી.
માતા પિતા ભ્રાતા સગાં,
બ્ડેબાકળાં શોકે બને,
જેવાં હતાં તેવાં થતાં, જ્યાં રાતડી વિતી ગઈ.
જુઠું સહૂ, જુઠું જગત્,
સાચી સનમ, એકજ ફગત્,
"शंकर" સૂફી હરનો ભગત, શ્રી સદ્ગુરૂની રહેમથી.

# વિવિધ તરંગ.

## ગજલ.

અહા શું જગતનાં માનવ; હવામાં બંગલા બાંધે;
ન તેનું હોય માનીને, ઉપાડે પોટલાં ખાંધે.

× × × × × × × ×

મુખે બોલી મીઠું મીઠું, અવર જનને ફસાવે છે;
બતાવી બ્હારનો ભપકો, છુપી છુરી છલાવે છે.

   

નથી જ્યાં લગ્ન આત્માનાં, નકામા દેહ વ્યવહારો;
અગર જો હોય આત્માથી, તહાં સુખનો ન કૈં આરો.

× × × × × × × ×

ગુણોપર ગુણ કરવાને, સકળ સંસાર ચાહે છે;
મગર અવગુણ પર ગુણો, કરોડે કોક ચાહે છે.

× × × × × × × ÷

મિઠા મિષ્ટાન ખાવાને, હજારો લાખ માગે છે;
હળાહળ ઝેરની પ્યાલી, જુવે કે તૂર્ત ભાગે છે.

   

ઉંડા દરિયા મહિં ડુબકી, શૂગ કો રત્ન કાઢે છે;
ન કરવું કાંઈ ને પોકો, મુખેથી કૈક પાડે છે.

   

નથી તના થશે કો' દી, હશે ત તે સદા રહેશે;
જનમ ને મર્ણની જોડી, વહેતી તેમ તે વહેશે.

× × × × × × × ×

કરમની સાનુકુળતામાં, સગાં સૌ સ્હાય આપે છે;
વિપત વૃષ્ટિ થતી જોઈ, સહુકો માર્ગ માપે છે.

   

ખુદાના રાહપર પળવા, પથિક અગણિત જાગે છે;
મગર મયખ્વાર થાવાને, ખુવારી કોક માગે છે.

× × × × × × × ×

મહાસાગર મહિં ઝીલવા, ઘણા તૈયાર થાયે છે;
તરાપા સાથ કિનારે, મરણીયા તેજ જાયે છે.

   

પિવાને પ્રેમનાં પ્યાલાં, હજારાં હાથ ઝાલે છે;
મગર ખુદ પ્રેમ લ્હેરીમાં પુરા પ્યાસીજ મ્હાલે છે.

+ × × × × × × ×

પડયું જ્યાં નામ તેને તો, જરુર છે નાશનો ફટકો;
અમર બેમિસ્લ આત્માને, મરણનો વા નથી અડતો.

   

નકામો શોક માયાનો, ન લાઝિમ કોઈને કરવો
નથી કો'ની ન થાવાની, પછી ત્યાં હર્ષ કાં ધરવો ?

× × × × ÷ × ÷ ×

કરે કે બ્હારની શુદ્ધિ, નથી અંતર તણી થાતી;
હજારો ઐાષધો કરતાં નથી અંતર પીડા જાતી.

   

બહિર્દાવાનલે બળવું, હજુયે કંક સારૂં છે;
મગર અંતર તણા દવમાં ઘણું મુશ્કિલ અકારૂં છે.

× × × × × × ×

ન વાયે દુઃખનાં વ્હાણાં, ખુદાઈ નૂર જ્યાં જ્યાં છે;
પરમ સુખનાં મળે વ્હાણાં, ખુદાઈ નૂર જ્યાં જ્યાં છે.

   

અહિં મેમાન બે દીનાં, અખિર છે બ્રહ્મમાં ભળવું
સુતા સંસારને છોડી, ખુદાના ઇશ્કમાં ભળવું.

× × × × × × × ×

દિવાલો લાખ જોજનની, ખુદા દરબારમાં જાતાં;
ઘણી મુશ્કેલ છે ચ્હઢવી, મગર મયખ્વાર માટે ના.

   

શિખામણ મૂર્ખને શાની, શું થાયે ભાગવત ભાખે ?
પડે છો પ્હાડના પ્હાણા મગર ના ના કંઇ લાગે.

× × × × × × × ×

ખુદાઇ નૂરનું પ્યાલું, નફ્સ જીતનાર પીએ છે;
બીજા ઉભા રહી છેટા, ખીજાઇ દાંત પીસે છે.

   

દ્રષ્ટિ સમી સષ્ટિ બધી, સાચુ કહું માનો સખા;
જેવું જુવે તેવું દિસે, તો દુષ્ટતાથી દુર થા

× × × × × × × ×

ગાંડો જગત ગાંડું ગણે, દાનો દયામય હાં ભણે;
જ્ઞાની મુખેથી હણહણે, જ્ઞાને ભરેલું જગત આ.

   

મેદાન મ્હોટાની મહિં અદ્ધર ધ્વજા ફરકી રહી;
રંગો જુદા પોષી રહી, જેવું જુવે-જન કહે ભલા.
× × × × × × × ×
જેવું અને નૂર જેટલું, ભાસેજ તેવું તેટલું;
કરવું રહ્યું શું? કેટલું, જાણે જનો જાતે ભલા.

   

જાતે ભલા તો સૌ ભલું. બૂગ બને બૂર ફળે;
મ્હારૂં જીગર સત્‌માં ભળ્યું, સત્ સર્વ ભાસે છે અહા.
× × × × × × × ×
અપકારી છો ગુણને ભૂલે, મુંજ ગર્દને ખંજર મૂકે;
ના વૈર લેવું એ ચુકે, પણ ના કદી ઉલટો વહુ.

   

ગુણપર ગુણો સૌ સ્હેલ છે, ન્હાના શિશૂના ખેલ છે;
અવગુણપર કરવા ગુણો, હે ભ્રાત! બહૂ મુશ્કેલ છે.
× × × × × × × ×
ડંકો થતાં દૂર્દૈવનો, સ્નેહી સગાં ઉલટાં વહે;
જેને પડયું તે ભોગવે, બીજા બધાં અળગાં રહે.

   

વિશ્વાસ શો નારી પરે, જ્યમ સર્પ ને ઝાંઝવ જળે;
'પી જાય પય ને ડંખતો, દેખાય પણ ના કૈં મળે;
× + × × × × × ×

ત્યમ નાર પણ નખરાં કરી, નરને નચાવે હાથમાં;
વાતો કરે અહિં એકથી, ઘાલે બીજાને બાથમાં.



કરવા તિરથ માનવ ફરે, ધન, પગ તણાં તોરણ કરે;
છે ધ્યેય નિજ દિલની મહિં, હે મન તું કયાં રખડી મરે?

× × × × × × × ×

મનડું મટે, સઘળું મટે, તનડું તપે ના કૈં મટે;
છે સ્હેલ ના મન મારવું, સત્સંગથી હણવું ઘટે.



"ના, છે, રજત પણ છીપલી, ના સાપ પણ રજ્જુજ છે;
"શંકર" સમજ મિથ્યા જગત્, પણ બ્રહ્મ એકજ સત્ય છે"

× × × × × × ×

# ( ગજલ સંગ્રહ સમાપ્ત)



ॐ गुरु सत्

# "દેદાર દીપ."



## ગરબી સંગ્રહ.

### મ્હારા ગુરૂ.

( રાગ મુનીરાજ મેવાસી )

મ્હને આવો મળ્યા મહાભારી, ગુરૂદેવ ગિરનારી;
મહા જોગી ભૂરી જટાધારી, ગુરૂદેવ ગિરનારી.
જડયા પાટણ શહેરના આંઠે, ગુરૂદેવ ગિરનારી;
મળ્યા કુંવારકાના કાંઠે, ગુરૂદેવ ગિરનારી.
ભૂરી ભૂરી લટોરીઓવાળા, ગુરૂદેવ ગિરનારી;
હાથે કોટે રૂદ્રાક્ષની માળા, ગુરૂદેવ ગિરનારી.
રૂડી શોભે બગલમાં ઝોળી, ગુરૂદેવ ગિરનારી;
બધા અંગે ભભુતી ચોળી, ગુરૂદેવ ગિરનારી.
હતી વસ્રમાં એક લંગોટી, ગુરૂદેવ ગિરનારી;
જળપાત્રમા તુંબી છોટી, ગુરૂદેવ ગિરનારી.
ગુરૂ ચર્ણમાં ચિત્તડું સાંધ્યું, ગુરૂદેવ ગિરનારી;
ગુરૂ નામનું તાવીત બાંધ્યું, ગુરૂદેવ ગિરનારી.
મ્હારા મનના મનોરથ ફળીયા ગુરૂદેવ ગિરનારી;
મ્હારા સંશય સઘળા ટળીયા, ગુરૂદેવ ગિરનારી.

ઘણા પડછા ગુરૂજીના જોયા, ગુરૂદેવ ગિરનારી;
મ્હારા મનના વિકારો ખોયા, ગુરૂદેવ ગિરનારી.
ધન્ય, ધન્ય ગુરૂદાતાર, ગુરૂદેવ ગિરનારી;
માનું હું શા તમારા આભાર ગુરૂદેવ ગિરનારી.
જ્યોતિ જાગી ને ભ્રમણા ભાગી ગુરૂદેવ ગિરનારી;
ગુરૂ ચરણમાં લગની લાગી, ગુરૂદેવ ગિરનારી.
વિતી રાતને વ્હાણું વા'યું, ગુરૂદેવ ગિરનારી;
મોઘા મૂલું રતન મેં ગુમાવ્યું, ગુરૂદેવ ગિરનારી.
બાળ "શંકર" બોલ્યા વાણી, ગુરૂદેવ ગિરનારી;
વાણી આપી મ્હને એ એંધાણી ગુરૂદેવ ગિરનારી.



## મહા રસ.

( રાગ ઉપરનો. )

મરજીવા મહારસ પીશે, હરિજન સાંભળજો;
બોલ્યાં કાયરથી કશું નવ થાશે, હરિજન સાંભળજો.
"જેની હુંકાર પદવી ભાગી, હરિજન સાંભળજો;
જેને ધણી નામની ધુન લાગી, હરિજન સાંભળજો.
જેની ખરી મૂમૂક્ષુના જાગી, હરિજન સાંભળજો;
બને તે નર સંત સોહાગી," હરિજન સાંભળજો.
તન તાવે કશું નવ થાશે, હરિજન સાંભળજો;
મન મારે તે મુકિત પાશે, હરિજન સાંભળજો.
મોત પ્હેલા જે જે નર મરીયા, હરિજન સાંભળજો;

તે તો ભવસાગરને તરીયા, હરિજન સાંભળજો.
જેને સાચા ગુરૂદેવ મળીયા, હરિજન સાંભળજો;
તેના જન્મ મરણ શોક ટળીયા, હરિજન સાંભળજો.
જેના મનના મોહ મદ મરીયા, હરિજન સાંભળજો;
તેણે ભક્તિના શણગાર ધરીયા, હરિજન સાંભળજો.
બાળ"શંકર" બોલ્યા વાણી, હરિજન સાંભળજો;
હરિરસ હેતે લ્યો માણી, હરિજન સાંભળજો.



## સુખ શામાં છે?

( રાહ ઉપરનો. )

હરિભજન છે સુખકારી, હરિજન સાંભળજો;
જગ માયા ઘણી દુઃખકારી, હરિજન સાંભળજો.
જેણે હરિભજન કર્યું જાગી, હરિજન સાંભળજો;
તેની ભવની ભાવટ ભાગી, હરિજન સાંભળજો.
નિજ પદમાં જે રહ્યા જાગી, હરિજન સાંભળજો;
તેને જાણવો સંત સોહાગી, હરિજન સાંભળજો.
પીધે અમૃત મહાસુખ થાશે, હરિજન સાંભળજો;
પીધે ઝેર જીવડલો જાશે, હરિજન સાંભળજો.
હરિભજનથી ભરો ડેરી, હરિજન સાંભળજો;
મટે લાખ ચોરાશીની ફેરી હરિજન સાંભળજો.
બાળ"શંકર"ને ગુણ ગાયા, હરિજન સાંભળજો;
મ્હને લાગી મોહનથી માયા, હરિ સાંભળજો.

# સાચું શું?

( રાહ ઉપરનો. )

'હરિ, હરિ,' હરિજન બોલો, હરિ એક સાચો છે;
હરિરસ હેતે આજ ઘોળો, હરિ એક સાચો છે.
જડ ચેતનમાં વસ્યો વ્હાલો, હરિ એક સાચો છે;
ત્હમે જ્ઞાનદૃષ્ટિથી નિહાળો, હરિ એક સાચો છે.
જાગો, જાગો જનુની જાયા, હરિ એક સાચો છે;
જુઠી, જુઠી જગતડાંની માયા, હરિ એક સાચો છે.
બધા ધર્મનું મુળ નામ, હરિ એક સાચો છે;
જેને ભજે મળે મોક્ષ ધામ, હરિ એક સાચો છે.
ષડ શાસ્ત્રનો સાર હરિ નામ, હરિ એક સાચો છે;
જેને ભજતાં ના જોઇએ દામ, હરિ એક સાચો છે.
સૂફી "શંકર"ને ગુણુ ગયા, હરિ એક સાચો છે;
ગુરૂ મ્હેરથી ગોવિંદ પાયા. હરિ એક સાચો છે.

## સ્વપ્ન.

( આશા ભર્યા અમે આવીયાંરે )

શમણું સહીયર મ્હને આવીયુંરે
મ્હારે મ્હોલે પધારે રાજ,
રાજવી રસ ભીનારે. —ટેક—
આભે અષાડી રહદી વાદળીરે,
જોને ઝરમર વરસે આજ
રાજવી રસભીનારે...શમણું

પ્રેમ પુજાપો લીધો સાથમાંરે,
 પુજ્યા પુજ્યા સખિ ! શિરતાજ;
  રાજવી રસભીનારે. શમણું૦
પિરસ્યાં ભોજન મેં તો ભાવથીરે,
 પછી ચવરાવ્યાં તંબોળી પાન;
  રાજવી રસભીનારે. શમણું૦
અધર ચુંબન કર્યાં હેતથીરે,
 પ્રેમ રંગનાં લાગેલ તાન;
  રાજવી રસભીનારે. શમણું૦
ઘોળી ઘોળી પીધાં પ્રેમનાંરે,
 જામ, નિશામહિં ગુલતાન;
  રાજવી રસભીનારે. શમણું૦
ઢમકે ઢળ્યાં, ભીંજી ચુંદડીરે,
 ભીંજ્યા, ભીંજ્યા કેસરીયા જામ;
  રાજવી રસભીનારે. શમણું૦
શમણું સર્યું ઉઠી આંખડીરે,
 સખિ ! ત્યારની ભૂલેલી ભાન;
  રાજવી રસભીનારે. શમણું૦
મીઠાં ભોજન મીઠા મોરલારે,
 સુરી "શંકર" એ બ્રહ્મધામ;
  રાજવી રસભીનારે. શમણું૦

# માવાની મશ્કરી.

( રાગઃ—ઓધા અમને જાણે તેને જાણીએ જો. )

કાન ! આવોને આપું ઓઢણી જો,
રમો રાસ, બનીને ગોપણી જો. કાન૦
કાન ! પ્હેરાવું જરીની ચુંદડી જો;
અમો સંગ ફરો ફેર ફુંદડી જો. કાન૦
કાન ! આ શું હૈડામાં આંબલીજો,
જદુનાથ ! ધરી કેમ કાંમલીજો. કાન૦
ગળ્યાં ઘેબર ઘીનાં આપશું જો,
ઘરડી ગોપી કરી અમે સ્થાપશું જો. કાન૦
શ્યામ ! રાખો શરમ શિદ આવડી જો,
નથી અહિંઆં જશોદા માવડી જો. કાન૦
સૂણી "શંકર" કહે ચુંગો વાતડી જો;
કાન ! પડી હજુ નવ ભાતડી જો. કાન૦

## રાસ.

( રાગઃ—કહેવા દેને કાન ત્હારી માને. )

રમવા ગઈતી રાસ, કાના સંગે,
રમવા ગઇ'તી રાસ. ટેક૦
માયાની છાયા બાંધી બાવળીયે (૨)
છોડી છોકરડાંની આશ. કાના સંગે૦
ફાટી જતું આજ હૈયું જો મ્હારૂં (૨)
નાનડીએ નાખેલ પાશ. કાના સંગે૦
ઘાટ ઓળંગ્યા વચમાં આવંતા (૨)

બાંધી ગુરૂ ગમ પાજ. કાના સંગે૦
પહોંચી ને પેઠી ભ્રમર ગુફામાં (૨)
જાદૂ કર્યાં જોગી રાજ. કાના સંગે૦
રમતાં ને પીતાં પિયુષ ઝરંતાં (૨)
નાચી નાવલીયાની સાથ. કાના સંગે૦
વ્હાલીડે વિંધી નેત્ર કટાક્ષે (૨)
હાંમી ભીડી ભીડી બાથ. કાના સંગે૦
રમતાં રમતાં અમે મસ્તી ચ્હડયાં ત્યાં (૨)
જોઈ ન રાત પ્રભાત. કાના સંગે૦
પ્રેમયોગી પ્રેમપોથી પઢેલો (૨)
"શંકર" છે સાક્ષાત. કાના સંગે૦

## મુકામ.

ગ:-કામ છે, કામ છે, કામ છેરે ઘેર આવો કાના મ્હારે.
મુકામ છે, મુકામ છે, મુકામ છેરે તન કાશીમાં,
મ્હારો મુકામ છે. ટેક૦
ઉંડા આકાશમાં ગઢરે અમારા (૨)
ચ્હડવું જોખમ ભર્યું કામ છેરે. તન કાશીમાં૦
અસલ સુવાસિત ફુલડાં રૂપાળાં (૨)
અજબ ખૂબી ભર્યો બાગ છેરે. તન કાશીમાં૦
ઉડતા ફુવારા આંગણે અમારે (૨)
નવસેં નદીઓનું ધામ છેરે. તન કાશીમાં૦
વ્હાણું ન વા'યે હમારા મુલકમાં (૨)

મોરલીવાળાનું આ ગામ છેરે. તન કાશીમાં૦
"શંકર" સૂરી કહે સદ્‌ગુરૂ ચરણે (૨)
નિત્ય વસ્તુમાં આરામ છેરે. તન કાશીમાં૦

## તાન.

( રાગ–ઉપરનો. )

તાન છે, તાન છે, તાન છેરે, હરિગુંણ ગાયાનું;
મ્હને તાન છે. ટેક૦
થાકયો, ફરી ફરી કાશી, બનારસ (૨)
ત્હોયે થયું ન બ્રહ્મ જ્ઞાન છેરે. હરિગુંણ ગાયાનું૦
વેદ પુરાણમાં આંખલડી ખોઇ (૨)
ત્હોયે થયું ન "હું તું" ભાન છેરે. હરિગુણ ગાયાનું૦
ખોજયાથી દિલમાં આજ દરશાણું (૨)
ઘટમાં ગેબી ગોરખ નાથ છેરે. હરિગુંણ ગાયાનું૦
ગુરૂજીએ આવી જ્ઞાન કરાવ્યું (૨)
ગોવિંદ નિજ ઘટમાંય છેરે. હરિગુંણ ગાયાનું૦
ભાવ થકી સહૂ પરભુ ભજોને (૨)
પરભુ ભજે સુખ થાય છેરે. હરિગુંણ ગાયાનું૦
"શંકર" સૂરી કહે સદ્‌ગુરૂ ચરણે (૨)
ધણી માટે જીવ કુરબાન છેરે. હરિગુંણ ગાયાનું૦

# હોરી.

## ( રાગઃ-ઉપરનો ).

દાવ છે, દાવ છે, દાવ છેરે, આજ ખેલો હોરી,
કાન દાવ છે. ટેક.
ઉરમાં આનંદ ન માય લાલાજી (૨)
હયોને જોબન કેરો લ્હાવ છે રે. આજ ખેલો હોરી૦
હૈડાનાં કાચ્યાં હાટે વેચાયે (૨)
ધણીને ભેટયાનો ઘણો ભાવ છેરે. આજ ખેલો હોરી૦
હૈડું સુંપ્યું મેં હરખે તમોને (૨)
શાને કહો કે વેચાણ છે રે. આજ ખેલો હોરી૦
થાઓ ન કાલા, હે રંગ રસીલા (૨)
પ્રેમકેરી ઉંડી ખાણ છેરે, આજ ખેલો હોરી૦
વેલીતરૂ તેમ વાલમ વામા (૨)
પ્રન્શાન કેરી આ વાત છેરે. આજ ખેલો હોરી૦
વાલમ આગળ ઉરના ઉછાળા (૨)
જે ના ખોલે ત કજાત છેરે. આજ ખેલો હોરી૦
“શંકર” સૂપી સદ્ગુરૂના ચરણે (૨)
જુદો પડું તો જીવ જાય છેરે. આજ ખેલો હોરી૦

# હૈડાનું દાન.

## ( રાગ-ઉપરનો ).

દાન છે, દાન છે, દાન છેરે, કાન હૈડા કેરૂં હયો
દાન છે. —ટેક.—

માન શું માગો કંથ કોડીલા [૨]
અમર વેલીનું આ પાન છેં રે કાન હૈડા કેરૂં૦
દાન લીધાથી દૂબળા ન થાશો [૨]
આશ્ચર્ય થશે ન એ હેવાન છે રે. કાન હૈડા કેરૂં૦
અંગ નસો આજ ચમકી રહી છે [૨]
તુંમાં હું મન મસ્તાન છે રે. કાન હૈડા કેરૂં૦
તન મન ધન મેં તમને અર્પ્યાં [૨]
આઠે પહોર ત્હારૂં ધ્યાન છે રે. કાન હૈડા કેરૂં૦
છોડો મ્હને પણ હું ના કૈં છોડું [૨]
કડવાં અમીના સમાન છે રે. કાન હૈડા કેરૂં૦
"शंकर" સૂરી સદ્ગુરૂના ચરણે [૨]
ગોવિંદ ગાયાનું મ્હને તાન છેરે કાન હૈડા કેરૂં૦

## અભાગીયાને.

જરી માન કહ્યું મારૂં, અભાગીયારે લોલ;
નથી અહીં કોઈ ત્હારૂં, અભાગીયારે લોલ.
શિદ ભગવાનને ભૂલ્યો, અભાગીયારે લોલ;
માયા માંહી શિદ ફૂલ્યો, અભાગીયારે લોલ.
ફર્યો લાખ ચોરાશી, અભાગીયારે લોલ;
ભજ્યા નવ અવિનાશી, અભાગીયારે લોલ.
તપ, દાન, નવ કરીયું, અભાગીયારે લોલ;
પુણ્ય ભાથું ન ભરીયું, અભાગીયારે લોલ.
મન મોજોમાં મોહયું, અભાગીયારે લોલ;
આવ્યું ટાણું શિદ ખોયું, અભાગીયારે લોલ.

હજુ સમજે તો સારૂં, અભાગીયારે લોલ;
મળે સુખકેરૂં બારૂં, અભાગીયારે લોલ.

હરિ ભજે દુઃખ જાશે, અભાગીયારે લોલ;
અવિચળ સુખ થાશે, અભાગીયારે લોલ.

સુણી 'शंकर''ની વાણી, અભાગીયારે લોલ;
ભજ ધણી ધીર આણી, અભાગીયારે લોલ.

# સદ્‌ભાગી કોણ અને અભાગી કોણ ?

(રાગઃ-ઉપરનો).

ધન્ય ધણી નામ ભણીયા, સોહાગીયારે લોલ;
લીધા મોટાઇના મણીયા, અભાગીયારે લોલ.

જ્ઞાન ગિરીપર ચઢીયા, સોહાગીયારે લોલ;
અધ વચમાંથી પડીયા, અભાગીયારે લોલ.

લોભ મોહ સામે લડીયારે, સોહાગીયારે લોલ;
પાંચ વિષયમાં પડીયા, અભાગીયારે લોલ.

અનુભવ સિદ્ધ કરીયા, સોહાગીયારે લોલ;
મ્હોટી વાતોમાં મરીયા, અભાગીયારે લોલ.

સાચી ગુરૂગમ મળીયા, સોહાગીયારે લોલ;
શબ્દ જ્ઞાનમાંહિ ગળીયા, અભાગીયારે લોલ;

ધરી ધણી નામ માળા, સોહાગીયારે લોલ;
કરે દંભકેરા ચાળા, અભાગીયારે લોલ.

ભરે હરિની હજુરી, સોહાગીયારે લોલ;
કરે માયાની મજુરી, અભાગીયારે લોલ.

સુણે ''शंकर'' ની વાણી, સોહાગીયારે લોલ;
ફાકે જવ કેરી ધાણી, અભાગીયારે લોલ.

# ધિક્કાર કોને ?

ધિક ધણી નવ જાણ્યા, જીવડલારે લોલ;
જુઠા ભોગ ખૂબ માણ્યા, જીવડલારે લોલ.
ભાવ ભક્તિ નવ કીધી, જીવડલારે લોલ;
દ્વિજાશિષ નવ લીધી, જીવડલારે લોલ.
તપ, દાન, નવ કીધાં, જીવડલારે લોલ;
દિન લોહી ખૂબ પીધા, જીવડલારે લોલ.
અહંકાર ભપકામાં ભમીયા, જીવડલારે લોલ;
કુડ કપટમાં રમીયા, જીવડલારે લોલ.
કરી વેશ્યાથી યારી, જીવડલારે લોલ;
કરી માત દુઃખિયારી, જીવડલારે લોલ.
બુરા લાગે સંન્યાસી, જીવડલારે લોલ;
સારાં માબાપને માસી, જીવડલારે લોલ.
ધિક ધરણીપર જાયા, જીવડલારે લોલ;
હરિગુણ નવ ગાયા, જીવડલારે લોલ.
સુણી "शंकर" ની વાણી, જીવડલારે લોલ;
ધણી ભજો ભાવ આણી, જીવડલારે લોલ.

# શૂરવીર કોણ ?

( રાગઃ-ઉપરનો ).

મન મારે સોઇ શૂરા, જીવડલારે, લોલ;
બીજા પાણીમાંના પૂરા, જીવડલારે લોલ.
સંત સેવામાં ઘેલા, જીવડલારે લોલ;

ગુરૂ ગાયામાં ઘેલા, જીવડલારે લોલ.
ગાય ગોકુળમાં બાંધે, જીવડલારે લોલ;
શબ્દ બ્રહ્મ ધૂન સાંધે, જીવડલારે લોલ.
શૂન્ય અતિ શૂન્ય જાયે, જીવડલારે લોલ;
મહા શૂન્યમાં સમાયે, જીવડલારે લોલ.
વૃત્તિ વૃત્તિમાં મીલાવે, જીવડલારે લોલ;
પ્રેમરસ પી પીલાવે, જીવડલારે લોલ;
વીર્ય વ્યોમમાં જમાવે, જીવડલારે લોલ;
હરખ શોકને સમાવે, જીવડલારે લોલ.
રામ ભજી ખૂબ રીઝે, જીવડલારે લોલ;
ખળપર નવ ખીજે, જીવડલારે લોલ.
સૂરી "शंकर" ની વાણી, જીવડલારે લોલ;
શુરા સોઇ હયોને જાણી, જીવડલારે લોલ.

## ભવ શાથી ટળે ?

( કઠણ થયા મોહન મથુરે જઇ. )

ભજન કરો ભાવે ભૂધરનું,
ભૂધર ભજે ભવ ટળશેરે. —ટેક—
મોંઘારે મૂલો મનખો મળ્યો છે (૨)
ફરી ફરી નવ મળશેરે. ભજન કરો૦
હરિ ભજનથી જતન કરોને (૨)
જમનાં તેડાં ટળશેરે. ભજન કરો૦
ભગતિનો ત્હમે આંબો રે વાવો (૨)
જ્ઞાનનાં ફળ ઉતરશેરે. ભજન કરો૦

પાકોરે શાખો પ્રેમથી જમજો (૨)
જમતાં મનવો મરશેરે. ભજન કરો૦
લાખ ચોરાશીની ઉંડોરે ખાણો (૨)
ફેરા ફરવા મટશેરે. ભજન કરો૦
"શંકર" બોલ્યા સદગુરૂ ચરણે (૨)
ભજશે તે નર તરશેરે ભજન કરો૦

# ભજન મહા કઠિન છે.

( રાગ—ઉપરનો ).

કઠણ ઘણું છે હરિ ભજવાનું,
હરિ ભજે દુઃખ જાશેરે. ટેક.
જ્યાં સુધી મનનો મેલ મટે નહિં (૨)
ત્યાં સુધી હરિ ના ભજાશેરે. કઠણ ઘણું છે૦
રણશૂરા રણવટમાં રમશે. (૨)
કાયર પાછા ઉજાશેરે. કઠણ ઘણું છે૦
હરિ ભજનના ભર દરિયામાં (૨)
મરજીવા નર ન્હાશેરે. કઠણ ઘણું છે૦
હરિ ભજન છે શિરના સાટે (૨)
શિર મૂકે તે પાશેરે. કઠણ ઘણું છે૦
વાત કરે પણ ભાત પડે નહિં (૨)
અધોગતિ એની થાશેરે. કઠણ ઘણું છે૦
"શંકર" બોલ્યા સદ્ગુરૂ ચરણે (૨)
ધાશે તે હરિ પાશેરે કઠણ ઘણું છે૦

## હરિ ક્યાં છે ?

( રાગ—ઉપરનો ).

હરિ વિના બીજો નવ દિસે,
ખોજ કરી જો ઘટમાંરે. —ટેક—
અંધારામાં શિદ ભટકે ભાઇ (૨)
મોહન મળે ન માયા પટમાંરે. હરિ વિના૦
મદમાં શિદ ફૂલે નર અંધા ? (૨)
રમતો શિદ કપટમાંરે. હરિ વિના૦
અવળા ધંધા આદરીયા તેં (૨)
હરિ ભૂલ્યો લટપટમાંરે. હરિ વિના૦
જાગીને ઝટ જો તુંજને તું (૨)
ચેત જરી ચટપટમાંરે. હરિ વિના૦
આ ભવ ભૂલ્યા તો સહુ ભૂલ્યા (૨)
પડશો મહાજળ પટમાંરે. હરિ વિના૦
"शंकर" બોયા સદગુરૂ ચરણે (૨)
ઠર તરવેણી તટમાંરે. હરિ વિના૦

## શ્રવણ શું કરવું ?

( રાગઃ—ઉપરનો. )

શ્રવણ કરો સંતો કોઈ શૂરા,
અનહદ નોબત ગાજેરે. —ટેક—
નરદમ નૂર ઝરેજ નિરંતર (૨)

ત્રિંણુાજંતર વીગેરે. શ્રવણ કરો૦
ઘનનન ઘનનન ઘોર અવાજો (૨)
સુંણુવા શુન્યમાં ધાજોરે. શ્રવણ કરો૦
ઝનનન થનનન નટવર નાચે (૨)
મંગળ ગીત ત્યાં ગાજ્યોરે. શ્રવણ કરો૦
શિવ શક્તિ, વિષ્ણુનેં લક્ષ્મી (૨)
ખુદા ખુદ બિરાજેરે. શ્રવણ કરો૦
કૃષ્ણુને રાધા રામને સીતા (૨)
ગગન મંડળમાં ગાજેરે. શ્રવણ કરો૦
ગુરૂગમ રાખી ગોતને ઘટમાં (૨)
મહા શુન્યમાંહિ સમાજેરે. શ્રવણ કરો૦
"શંકર" બોલ્યા સદ્દગુરૂ ચરણે (૨)
અમી પ્યાલો પી, પાજેરે. શ્રવણ કરો૦

# જીવને શિખામણ.

(રાગઃ-છેલ કાનુડા, મોરલીઓ વાલારે મથુરાના રહેવાશી)

જાગ જીવડલા, ભવસાગરના કાંઠે,
આવ્યું ઝાજ ડુબે છે. —ટેક—
પુણ્ય બહુરે જનમનું જાગીયું, જાગ જીવડલા (૨)
ત્હોયે દવમાં તાણ્યા તેં તો ડેરરે. જાગ જીવડલા૦
કામ ક્રોધ ભરાણુા ત્હારી ઝાજમાં, જાગ જીવડલા (૨)
વળી લોભે કર્યો કાળો કેરરે. જાગ જીવડલા૦
ત્હને આગમાં ઉંઘ કયમ આવતી; જાગ જીવડલા (૨)

દાંત પીસી રહયો જોને કાળરે. જાગ જીવડલા૦
ુઠા પણુથી જતન કર્યુ આજનું; જાગ જીવડલા (૨)
વળી નુગરો લીધો રખવાળરે. જાગ જીવડલા૦
માયા માળેણુ વેચે વેલ કુલડાં; જાગ જીવડલા (૨)
વળી મમતા ડોશીએ વાલ્યો દાટરે. જાગ જીવડલા૦
કોઇ સદગુરૂ લેને સાથમાં; જાગ જીવડલા (૨)
તો તો થાય ત્હારો ઉદ્ધારરે, જાગ જીવડલા૦
બોલ્યા બોલ્યા "शंकर" ન્હાના બાળકા; જાગ જીવડલા (૨)
પ્રભુ ભજીને જાજો પેલી પારરે. જાગ જીવડલા૦

## જીવને શિખામણ

( રાહ ઉપરનો )

જાગ જીવડલા 'મ્હારૂં ત્હારૂં' મેલી છેટું
હરિગુણ ગાવાદે ટેક.

ફેરા ફરીને ચોરાશીના આવીગો, જાગ જીવડલા (૨)
મળ્યો મનખા જનમ અવતારરે, જાગ જીવડલા.
જુઠી માયા જુઠાં બધાં માનવી, જાગ જીવડલા (૨)
જુઠો, જુઠો કુટુંબ પરિવારરે, જાગ જીવડલા
સગાં ત્હારાં સવારથનાં ભુખ્યાં, જાગ જીવડલા. (૨)
નથી અંતે કોઇ સાથ આવનારરે, જાગ જીવડલા.
જગ ઝાંઝવ જળ જેવું જાણુજે, જાગ જીવડલા. (૨)
ભાવે ભજી લેને કિરતારરે, જાગ જીવડલા.
મેલ માયાને મમતા વેગળી, જાગ જીવડલા. (૨)
થાજે થાજે ઘોડીલે અસ્વારરે, જાગ જીવડલા.

પ્રિત સાચી હોગાળા લાલની, જાગ જીવડલા. (૨)
ત્હેને ભવનો સાગર તારનારરે, જાગ જીવડલા.
બોલ્યા, બોલ્યા, "શંકર" ન્હાના બાળકા જાગ જીવડલા. (૨
એક સાચા છે જુગદાધારરે, જાગ જીવડલા.

## સત્સંગ ફળ

કર્યો સાધુડાંનો સંગ, મટયો માયાનો રંગ,
ચ્હડયો પ્રેમનો પતંગ,
ઘેર આવોને ઘેલા? ટેક.
થરથર ધ્રુજે છે પ્રાણ હમારારે (૨)
સામું જુવો જરી છેલા! ઘેર આવોને ઘેલા?
કામણ કરી કાળજડાં કોર્યાંરે (૨)
બાણથી પ્રાણ વીંધેલા, ઘેર આવોને ઘેલા?
સુની સેજલ મ્હારી લાગે અકારીરે (૨)
અળગા ફરો શું અલબેલા! ઘેર આવોને ઘેલા?
જુઠું જગત જુઠી માયા જાણુંરે (૨)
સાચી સગાઇ ત્હારી છેલા? ઘેર આવોને ઘેલા?
હું છું ત્હમારી, ત્હમે હમારારે (૨)
શાને રહો છો મન મેલા? ઘેર આવોને ઘેલા?
સુખી "શંકર" છે દાસી ત્હમારીરે (૨)
પ્રાણના પ્રાણ એકેલા, ઘેર આવોને ઘેલા?

## વિરહી વામા

(રાહ ઉપરનો)

ઉર આ શો ઉમંગ! અંગ વ્યાપ્યો અનંગ,

તુટયા તન કેરા તંગા, શ્યામ ? આવો લ્હાવ લેવા.
ધરતી ધ્રુજેને આભલું ફાટેરે (૨)
અકળાય છે ઉર એવા, શ્યામ ? આવો લ્હાવ લેવા.
મનમાં મુંઝાણી વ્હાલીડા હું તો રે (૨)
પુંઠે પડયા છે કામ દેવા, શ્યામ ? આવો લ્હાવ લેવા.
ચોફેરથી લાલ ? લ્હાયો લાગીરે (૨)
કયાંરે જાવું ? મીઠા મેવા ! શ્યામ ? આવો લ્હાવ લેવા.
થરથર મ્હારો જીવડલો કંપેરે (૨)
હયોને ધીરજ જરી દેવા ? શ્યામ ? આવો લ્હાવ લેવા.
પરણી ચુકી છું વાલમ ! તમનેરે (૨)
બીજા બંધવ, તાત, જેવા, શ્યામ ? આવો લ્હાવ લેવા.
તરસી આંખલડીને આવી ઠારોરે (૨)
જોમન રંગ હોય કેવા ? શ્યામ ? આવો લ્હાવ લેવા.
સુણી "શંકર" છે દાસી ત્હમારીરે (૨)
ચાહું સદા શ્યામ ? સેવા શ્યામ ! આવો લ્હાવ લેવા.

# શ્યામ સેવા

## ( રાહ ઉપરનો )

ધન્ય આજને, દિન, ઘણી ત્હારા આધીન,
થવું સેવામાં લીન. શ્યામ ! ચાહું છું સેવા. ટે.
ત્હારી સેવા સુખકારી લાગેરે (૨)
માણે તેને મીઠા મેવા, શ્યામ ચાહું છું. સેવા.
હરદમ કરૂં છું સમરણ ત્હારૂંરે (૨)
પ્રેમના રંગ રહ્યા એવા, શ્યામ ! ચાહું છું. સેવા.

માંચલી મોચેણુ ઘાંચેણુ મેં આરીરે (૨)
સેવાના લ્હાવ હવે લેવા, શ્યામ ? ચાહું છું સેવા.
દુધડાંની માંહી ઘી જેમ છુપુંરે (૨)
કાષ્ટમાં અગનિ દેવા, શ્યામ ? ચાહું છું. સેવા.
કસ્તુરી છુપી મૃગ ડુંટી માંહિરે (૨)
ઘટોઘટ છુપા છો એવા, શ્યામ ? ચાહૂં છું. સેવા.
" શંકર " સુપ્રી છે દાસી, ત્હમારીરે (૨)
તું વિણુ ઠામ નહિ દેવા ? શ્યામ ? ચાહું છું. સેવા.

# વ્હાલાને વિનતી

## ( ગાહુ ઉપરનો )

મ્હને અડશો ન લાલ ? રહો છેટા, છોગાળ ?
અટકચાળા ગોવાળ ?
જળ ભરવા દયો જાવા. ટેક.

બળી આશી કુટેવો ત્હમારીરે (૨)
આમ લેવાય ના લાલ ? લ્હાવા, જળ ભરવા દયો જાવા.
કુટશે મટુકી વ્હાલા ? હમારીરે (૨)
રહેશો કયાં સુધી કાન ? આવા, જળ ભરવા દયો જાવા.
રસ્તામાં આવી શિદને રોકોરે (૨)
મ્હને મારગ દયો જરી માવા ? જળ ભરવા દયો જાવા.
મોડું થશે તો સાસુડી વઢશેરે (૨)
શ્યામ ? છાજે ન આવા કાવાદાવા જળ ભરવા દયો જાવા.
શિદને છંછેડો શ્યામ છોગાળારે (૨)
જરી માનો જશોદાના જાયા ? જળ ભરવા દયો જાવા.
" શંકર " સૂપ્રી છે દાસી ત્હમારીરે (૨)
મ્હને લાગી મોહન ! ત્હારી માયા જળ ભરવા દયો જાવા.

# બ્રહ્મ લ્હેર.

## ( રાગ. કામ છે, કામ છે, કામ છે રે )

લ્હેરમાં, લ્હેરમાં, લ્હેરમાંરે અમે ગાંડાં બન્યાં,
બ્રહ્મ લ્હેરમાં ટેક

સ્નેહી સગાં સહુ આજ વિસાર્યાં (૨)
વસીયે મહાશુન્ય શહેરમાંરે, અમે ગાંડાં બન્યાં.
દુનિયાનું રૂપ છે દુઃખનો દરિયો (૨)
મોહયાં મોહનજીનાં શહેરમાંરે, અમે ગાંડાં બન્યાં.
જગતની લ્હેરો ગમતી નથી કૈં (૨)
માયા મૂકી-ઉંડી લ્હેરમાંરે, અમે ગાંડાં બન્યાં.
સંતના છોરડાં સ્નેહ સાગરમાં (૨)
" શંકર " સૂરી ગુરૂ લ્હેરમાંરે, અમે ગાંડાં બન્યાં.

# પ્રેમપંથી

## ( ઓધા અમને જાણે તેને જાણીએ જો )

સાધુ ! પંથી અમે પરદેશનાં જો,
બ્રહ્મધામ જવા સારૂ નીકળ્યાં જો, સાધુ !
સાધુ ! વાયક વ્હાલાનાં આવીયાં જો;
પ્રેમ પુષ્પે અમોને વધાવીયાં જો, સાધુ !

સાધુ ! એમ લખ્યું તું પત્રમાં જો,
" ક્યાં સુધી રહેશો આપ છત્રમાં જો. સાધુ !
વિત્યા વાયદા વ્હેલેરાં આવજો જો,
કાંઈ નિશાની દાખલ લાવજો જો. સાધુ !
ઘણું ગ્હાલ્યાં મહીયેરીએ લાડડી જો,
જુવે જુવે રસિકવર વાટડી જો. સાધુ !
પત્ર દેખી તુરત ત્હમે આવજો જો,
સંત ભોમીયો સાથે લાવજો જો. સાધુ !
ઘણા વર્ષ વિત્યાં મળે શ્યામને જો,
વારિ જઈએ પિયુજીના નામને જો. સાધુ !
લીધા સદ્ગુરૂ અમે સાથમાં જો,
ધણી નામની માળા હાથમાં જો. સાધુ !
મળ્યાં મહીયેરીએ ઘણાં દુ:ખડાં જો,
શ્યામ છાયામાં મીઠા સુખડાં જો. સાધુ !
ગુરૂ મ્હેરની "શંકર" લ્હેરીઓ જો,
મટી જાય ચોરાશીની ફેરીઓ જો. સાધુ !

# હરિજનોને.

(રાગ:–દેખો સખી ડોલરિયો.)

હરિરસ ઘોળી, ઘોળી, પીવા,
હરિજન ! હતે આવોરે —ટેક—
હૈડામાં પ્રેમ જયોત,
જાગી છે ઓત પ્રોત,

પ્રેમ ગીતાઓ પઢવા, હરિજન !
નેણોમાં નાથ નૂર,
વેણોમાં વ્હાલ પૂર,
મોતીડે મહુલી મઢાવા, હરિજન !
ચળકે છે ચંદ સૂર,
ઝળકે છે જ્યોત પૂર,
નેહના નીર નવરાવા, હરિજન !
વ્હાલકેરા પહિંડે,
રચીયો મંડપડો,
લાલાથી લગન કરાવા, હરિજન !
ઉભો રહ્યો, મ્હેલ ચોક.
મ્હોટેથી પાડું પોક,
" શંકર " શહેર ગજાવા, હરિજન !

## વ્હાલાથી નેહ.

( રાગઃ–ઉપરનો. )

વ્હાલાથી નેહ મ્હને લાગ્યો,
સખિરી ! જોગ સારો મળ્યોરે. —ટેક—
હૈડાના કોડ આજ,
પુરા થયાં જ, રાજ,
કાળની ફાળ ભય ભાગ્યો. સખિરી !
ગુરૂજીનો ઝાલી બાંય,
પેઠી ગુફાની માંય,

ફુટ હર્ષને મેરૂ મેં ફાડયો, સખિરી !
દહીને વલોવી ખાસ,
ઘી લઈને છોડી છાશ,
તન મન તાવડીમાં તાયો, સખિરી !
"શંકર" સ્નેહ નીર,
પીતાં ન રે'તી ધીર,
પ્રાણમાં પ્રાણ સમાયો, સખિરી !

## વ્હાલપ વેલ.

( રાહ—ઉપરનો )

પ્રેમે પિયુજી ! પધારો,
વ્હાલપ વેલ વાટ જુવેરે, —ટેક—
હૈડામાં હર્ષ પૂર,
સોડહમનો છુટે સૂર,
જોબન જાય, પરવારો, વ્હાલપ વેલ૦
માગો શું માન કંથ,
દોહ્યલા છે પ્રેમ પંથ,
હૈડે હજુ કૈ વિચારો, વ્હાલપ વેલ૦
પ્રેમની રિત ન્હોય,
આવી વાલમજી,
પ્રેમનો પંથ છે ન્યારો, વ્હાલપ વેલ૦
ક્યાં સુધી કાન આવા,
રહેશો રે તોરંગી,
"શંકર"ની અરજ સ્વિકારો, વ્હાલપ વેલ૦

# સાતવાર.

સખી સોમવારે સજી શીલ, શિવને સ્મરીએરે,
વળી શાખી હ્રદયમાં ધીર, હરિવર વરીએરે. —ટેક—
સખી પુર્વ જનમનું પુન્યઘટપટ જાગ્યુંરે,
મનડું ઠરી બેઠું શુન્ય, ભવદુઃખ ભાગ્યુંરે.
સખી મંગળે મંગળરૂપ, મનહર માળીરે,
વિણે વિશ્વ વાડીમાં ફુલ, લઈ રંગ તાળીરે.
ખીલ્યાં ફૂલ ખીલી શીવેલ, તનતરૂ વરીયેરે,
હેલી રહી શું આનંદ રેલ, સ્નેહ સાગરીયેરે.
સખી બુદ્ધે બાંધી રસદોર, મેં લો આંબલીયેરે,
નાખું હિંચકા હું પૂર જોર, હરિવર હીંચેરે.
સખી જોબન રસ ઝલકાય, ઝરમર ટપકેરે,
એનું મુલ ન કૈં અંકાય, ચુસું હું ચપકેરે.
સખી ગુરૂએ જ્ઞાનપ્રદેશ, દિવ્ય દેખાયોરે,
ઘેલી થેલી ફરૂં બાળાવેશ, અલખ પમાયોરે.
સખી ઝાહયો મેં પ્રેમનો પંથ, કંથ કમાઇરે,
રગે રગમાં લાગ્યો રંગ, શુન્યમાં સમાઇરે.
સખી શુક્રવારે શોક, ચંચળ મુખમોરે,
સચ્ચો સ્નેહ હતો જે ફોક, અઢળક દુઃખમોરે.
ધર્યું પ્રેમસ્વરૂપનું ધ્યાન, તરવેણી તટમાંરે,
ભૂલી ભુત ભાવીનું ભાન, પ્રેમનાં પટમાંરે.
સખી શનિવારે સુણ્યા સાદ, સોહહમના હલમાંરે,
બાજ્યા બાજ્યા વિણા કેરા નાદ, ગગન મંડળમાંરે.

સખી ગેબી ગુફાની માંય, જળહળ જ્યોતિરે,
મ્હારી સુરતા સમાણી ત્યાંય, અહુદાડે ગોતીરે.
સખી રવિવારે ઉગ્યા ભાણ, જ્ઞાનના ઘટમાંરે,
પામી મહાપદ હું નિરવાણ, બ્રહ્મના રટમાંરે.
સખી "શંકર" બોલ્યા વાણ, જાણજો સાચુંરે,
ભાવે ભજો બેને ભગવાન, આટલું યાચુંરે.

## ગરબી સંગ્રહ સમાપ્ત.

### શાંતિઃ શાંતિઃ શાંતિઃ



ૐ ગુરુ સત્

# "દેદાર દીપ."



# ભજન સંગ્રહ.

## ભજન ૧

[રાગ દેવાયત પંડિત દહાડો દાખવે.]

ભુલ્યોરે હંસા ત્હારૂં ભાનતું.
ક્યારે ક્યારે સરોવરીએ ઝીલતો ? કરતો ક્યાંતું નિવાસ ?
ક્યારે ક્યારે હામેથી તું આવીયો ? ક્યાંજાવું ? કુાર્નાપાસ ?
ભુલ્યોરે હંસા ત્હારૂં ભાનતું.
કોને મોકલ્યો ? કેમ આવીઓ ? ભુલ્યા ભટકે શું થાય ?
મનમાં પ્રગટો મનમ શંકતો, કહેને શાને તું મુંઝાય ?
ભુલ્યોરે હંસા ત્હારૂં ભાન તું.
મ્હોટું રે જંગલ આ છે જગતણું, જુલમી માયાનું રાજ્ય,
જળમાં જેની પ્રાકૃતિક મુર્તિ, સ્હેજે છળથી ઝપટાય,
ભુલ્યોરે હંસા ત્હારૂં ભાન તું.

કામરૂપી સિંહ જ્યાં છે કારમો, ગરજે ઘોર ન સ્હેવાય,
ભક્ષરે જેના ભલા ભુપતિ, આપણું લેખું શું લેખાય ?
ભુલ્યોરે હંસા ત્હારૂં ભાન તું.
પરમાત્મામાં પ્રિત ધરો, ઝાલો ગુરૂજીની બાંય,
ભુંડી, ભુંડી, વાસનાઓ બાળજો, રહેજે મુક્તિ પમાય,
ભુલ્યોરે હંસા ત્હારૂં ભાન તું.
સદ્ગુરૂ દેવ ચરણે બોલીયા, 'શંકર" નાનેરા બાળ,
તુટેરે સત્સંગ કેરા દંતથી, કુડી કારમી આ જાળ,
ભુલ્યોરે હંસા ત્હારૂં ભાન તું.

## ભજન ૨

(રાહ ઉપરનો)

સુણરે હંસા વાત હિતની,
ભોગમાં મ્હોટો ભય રોગનો, જીવડા ! જાણી લે નિદાન,
મીઠા, મીઠા, મેવામાં મ્હાલતો, રાખે નહિ જરા ભાન,
સુણરે હંસા વાત હિતની.
પરપંચો પૂરા તેં આદર્યા, લખમી માતાને કાજ,
ભયરે ઘણો ત્યાં ભુપતિ તણો, ઘોડા પરમાણે છાજ,
સુણરે હંસા વાત હિતની.
જોબન જળે નાવ ઝીલતું, પળમાં વણસે, ન વાર,
ધક્કો લાગે ભારે ખડકનો, અથડે કટકા હજાર,
સુણરે હંસા વાત હિતની.
સોના પિંજરીયે પ્રગટાવીયો, દિવડો જળહળ થાય,

પણુરે પવનના ઝપાટીયે, પળમાં હોલાઇ જાય,
સુણુરે હંસા વાત હિતની.
કુડીરે માયા, કુડી આ દુનિયા, કુડલાં દુનિયાનાં લોક,
કપટ કળા સૌએ પાથરે, જાણો નેડલો આ ફોક,
સુણુરે હંસા વાત હિતની.
સદ્‌ગુરૂ દેવ ચરણે બોલીયા, "શંકર" નાનેરા બાળ,
હરિને ભજો સૌએ હેતથી, મટશે કાળની ફાળ,
સુણુરે હંસા વાત હિતની.

## ભજન ૮

( રાગ ઉપરનો )

પિયર અમારૂં અગમ દેશમાં,
નથીરે દિવસ, નથી ચાંદની, નથી ત્યાં ચંદા કે સુર,
અગનિ નથીરે અમ દેશમાં, ઝળહળ જ્યોતિનું પુર,
પિયર અમારૂં અગમ દેશમાં.
વિણુરે વાદળ વરસે મેહૂલા, ઝરમર ઝરમર જ્યાંય,
વિણુરે ઋતુ પાકે ફુલડાં, નથી ત્યાં ઝાડ કે છાંય,
પિયર અમારૂં અગમ દેશમાં.
જનમ મરણ ફેરા ત્યાં નથી, નથી રાજાની આણુ,
જગમાંથી આવે જન જેટલાં, પામે પદ નિરવાણુ,
પિયર અમારૂં અગમ દેશમાં.
સદ્‌ગુરૂ દેવ આવ્યા તેડવા, ધરીને વોળાવાનો વેશ,
છેલ્લી સલામી સ્વિકારજો, જાશું હવે અમદેશ,
પિયર અમારૂં અગમ દેશમાં.

ઇફ્ગુરૂ દેવ ચરણે બોલીયા, " શંકર " નાનેરા બાળ,
રિ વિના બેલીડો કોઇ નથી, જાણો જુઠી આ જંજાળ,
પિયર અમારૂં અગમ દેશમાં.

# ભજન ૪

( રાગ મુખડાંની માયા લાગીરે ]

માડી ! મ્હને ફરી ઘેલીરે, ગોવાળીલાલે,
વરસાવી અમી હેલીરે, ગોવાળીલાલે
તરવેણી તીર જાતી,
નદી માંહિ ખુબ ન્હાતી (૨)
ાતી માંહિ મુકી કાતીરે, ગોવાળીલાલે....માડી ! મ્હને.....
ગાવડી ચરાવા આવે,
બ્રહ્મ ગીત નિત્ ગાવે, (૨)
ંધી નાખી હાવ ભાવેરે, ગોવાળીલાલે...માડી ! મ્હને.....
ગાય ટોળું છુટું ફરતું,
બ્હોળા વનમાંહિ ચરતું, (૨)
ાહું કોઇ નવ ફરતુંરે, ગોવાળીલાલે ....માડી ? મ્હને.....
છુંદણ મટુકી ફુટી,
કમખાની કોર તુટી, (૨)
હારી લાંડકીને લુંટીરે, ગોવાળીલાલે....માડી ? મ્હને.....
પ્રેમનો પિવાડી શીશો,
મ્હાવ્યો છે, બ્રહ્મ નિશો, (૨)
ાય દાસી " શંકર " રે ગોવાળીલાલે.....માડી ? મ્હને....

# ભજન ૫

( રાગ ઉપરનો )

ગુરૂએ સુતેલી જગવીરે, સખિરી મ્હારી,
ધરાવી કફન ભગવીરે, સખિરી મ્હારી.
ત્રણ ગુંણુ પડ છેદી,
પેઠી હું ગુફામાં ભેદી (૨)
મન મારા મેલી મેદીરે, સખિરી મ્હારી. ગુરૂએ.
ચોમાસામાં ગુરુ, ચેલી,
વાતો કરવાં મેલ મેલી, (૨)
જ્ઞાન બુદ્ધિ થઇ ઘેલીરે, સખિરી મ્હારી. ગુરૂએ.
મોહનો કાદવ કુચરો,
તણાઇ ગયોરે સઘળો (૨)
પાસો આજ પડયો સવળોરે, સખિરી મ્હારી. ગુરૂએ.
જગ મિથ્યા માન જુઠી,
સ્નેહ દોરી સ્હેજ તુટી (૨)
ગુરૂજીએ પાઇ બુટીરે, સખિરી મ્હારી. ગુરૂએ.
" શંકર " ને જોયું ખોલી,
ઘટમાં જળહળ જ્યોતિ, (૨)
માયા મેં તો મેલી રોવીરે, સખિરી મ્હારી. ગુરૂએ.

# ભજન ૬

## રાગ ઉપરનો

વ્હાલીડા ? તેં હર્યું મનડું રે, જનમ જોગી,
'તુંહિં, તુંહિં,' બોલે તનડું રે, જનમ જોગી.
જોઇ, જોઇ, જગ લ્હેરી,
જડી મ્હને સાવ ઝેરી (૨)
દવમાં અણુઇ ડસીરે, જનમ જોગી. વ્હાલીડા ? તેં૦
પ્રિતલડી જોડી જોડી તુંથી,
ભમણુઓ ભાગી ભુંડી, (૨)
ઠીક થયું બેલી મુંઠીરે, જનમ જોગી. વ્હાલીડા ? તેં૦
ખીલ્યાં ફુલ, ફાલી વેલી,
વ્હાલીડા ? તું વિણુ વેલી (૨)
વાટ જુવે ત્હારી ચેલીરે, જનમ જોગી. વ્હાલીડા ? તેં૦
આવો, આવો, વ્હેલા, વ્હાલા ?
મત થાઓ કાના ? કાલા, (૨)
ઘટે નહિં આવું લાલારે, જનમ જોગી. વ્હાલીડા ? તેં૦
"શંકર" દાસીની યારી,
પળપળની યાદ ત્હારી, (૨)
વ્હાલા ? ત્હને જાઉં વારિરે, જનમ જોગી, વ્હાલીડા ? તેં૦

# ભજન ૭

[રાગ ઉપરનો.]

મ્હારૂં ત્હારૂં મેલી દેનેરે, પામર પ્રાણી,
એકવાર હરિ કહેનેરે, પામર પ્રાણી.
મ્હારૂં ત્હારૂં કરી, શાણા !
ઉપાડયાં તેં ઝ્હાડ ઝ્હાણા. (૨)
દુઃખડાંના આવ્યા દાડારે, પામર પ્રાણી. મ્હારૂં ત્હારૂં૦
ભુંડા ત્હારૂં ભાન ભુલ્યો,
દુઃખ દરિયામાં ડુલ્યો, (૨)
માયા માંહિં શિદ ફૂલ્યોરે, પામર પ્રાણી. મ્હારૂં ત્હારૂં૦
મિથ્યા મોજે મન મોહયું,
ફરી તેં ઉંચું ન જોયું (૨)
આવ્યું ટાણું શિદ ખોયુંરે, પામર પ્રાણી. મ્હારૂં ત્હારૂં૦
કોણ જાણે કયારે મારશું ?
છોડી એક બીજું ધરશું,
ખીસ્યાં તે, તો, બધાં ખરશુંરે, પામર પ્રાણી. ત્હારૂં મ્હારૂં૦
" માયા ત્યાં માધવ નહિં,
માધવ ત્યાં માયા નહિં. " (૨)
શેરા મારી ફર મહીરે, પામર પ્રાણી મ્હારૂં ત્હારૂં૦
જ્યારે " શંકર " જોગે પળશું,
માયાને ઘંટીમાં દળશું, (૨)
ત્યારે હરિવર મળશું રે, પામર પ્રા ી. મ્હારૂં ત્હારૂં૦

## ભજન ૮

( રાગ મીરાંને પુર્વજનમની છે પ્રિતરે )

શંકર ! સદગુરૂ ચરણે લાગ્યો ને....ડરે,
ત્હારે પૂર્વ જનમથી પૂરી એ ડરે,
નેડો નહિં રે છુટે. ટેક.

સાખી

પરભવની હતી પ્રિતડી, ગુરૂદેવ ત્હમારી સાથ;
નાથ નિરંજન હાથમાં આવ્યા હવે છોડુ હું કેમ ચાલીમા. થરે
નેડો નહિં રે છુટે શંકર ....

સાખી

વંઝા ઘેર પુત્ર જનમીયો, વળી અંધની ઉઘડી આંખ,
દેવના દેવ મળીયા મુજને, ધન્ય, ધન્ય, વિધાતા ત્હારો આં....ક
નેડો નહિં રે છુટે. શંકર.....

સાખી

'તત્વ મસિ,' સમજાવીને, આપ્યું, આતમ જ્ઞાન,
સુરતા ઠરાવી શૂન્યમાં, દીધું, દીધું, ભુલેલું મ્હારૂં ભા...નરે
નેડો નહિં રે છુટે. શંકર....

સાખી

મારી શબ્દ કટારીયે, છુટ્યા કર્મેં જગ પાશ,
ત્રણ ગુંણ સાગર તારીયે, મ્હારા હેડામાં થઈ છે હવે હા. શરે
નેડો નહિ....રે છુટે. શંકર

સાખી

વારિ જાવું ગુરૂ નામને, થઇ બેઠો ગાવું ગુણ,
અલખ પુરૂષ ઓળખાવીયો, સુતું, સુતું, જગાડયું.
મ્હારૂં પુ...ણ્ય
નેડો નહિં રે છુટે. શંકર

સાખી

ઢોલ વાગ્યા ગુરૂદેશના, વળી આવ્યાં ગુરૂનાં નિશાન,
લીલુડો દેશ મ્હારો કર્યો, વાળ્યો, વાળ્યો શતરૂનો ઘ્યરઘાણ...
નેડો નહિં રે છુટે. શંકર

સાખી

ઉમળકા ઉરના ઠર્યા, વળી ઠર્યું નેણનું નૂર,
શોક સમ્યા " શંકર " તણા, હૈડે ઉભરાણું હરખનું પુર....
નેડો નહિં રે છુટે. શંકર

# ભજન ૯

## ( રાગ ઉપરનો )

" શંકર ? " હડતાઇ જયાંરે સાચાં જ્ઞા...નરે,
વાગ્યાં, વાગ્યાં, કળજુગનાં નિશા...નરે,
અવધુ ? હું તો હારી....ટેક.

સાખી

કળજુગ આવ્યો કારમો, કુડાં થયાં સૌ લોક,
અવળી બાજી આદરે, આવું જોઇ મનવાએ મૂકી પો....ક
અવધુ ? હું તો હારી....શંકર....

સાખી

પુણ્ય વૃક્ષ ઉખડી ગયું, પાપનો વટોળ વા'ય,
સારૂ તો બુરૂ થયું, મધ દરિયામાં લાગી જોને લ્હા....ય.
અવધુ ? હું તો હારી....શંકર....

સાખી

મેંઢા ઓલાં માનવી, બેટી માટી ખાય,
ખરૂં ખોટું ના ખોળતાં, આખર આવાનું જડાબેંટ જા....યરે.
અવધુ ? હું તો હારી....શંકર....

સાખી

આદ્ય પુરૂષના ઓળખે, વાતો કરે છે અનંત,
દંભ કરી દોલતહરે, આવા આવા કળજુગના કુડાસં....તરે.
અવધુ ? હું તો હારી....શંકર....

સાખી

જળોઇ ભુખી જશ ગાનની, મેડક માગે માન,
માયામાં ડુબ્યાં માનવી, આ તે માણુસ ગણાય કેહેવા....નરે.
અવધુ ? હું તો હારી...શંકર...

સાખી

ચેતી લ્યો સૌ માનવી, એં લ્યા "શંકર" બાળ,
હરદમ શ્રીહરિને ભજો, માથે તલપી રહ્યો છે કુડો કા...ળરે.
અવધુ ? હું તો હારી....શંકર....

સાખી

# ભજન ૧૦

( રાગ ઉપરનો )

" શંકર ? " કાયા નગરમાં ઉગ્યો ભા....ણુરે,
વાળ્યો, વાળ્યો, તિમીરનો કચર ધા....ણુરે,
નેડા ધણીનો લાગ્યો,........ટેક.

સાખી

મરઘો મેરૂ લઇ ઉડયો, જઇ બેઠો અસમાન,
કાબેરે માર્યો કાગને, મ્હારો ઉતરી ગયોરે અભિમા....નરે.
નેડા ધણીનો લાગ્યો....શંકર....

સાખી

એક અચંબો દેખીયો, દેડકે મારી દોટ,
ત્રણ મઘરને ગળી ગયું, મછીયાં મારી ખઇ ગયું એ ચડી ચોટરે
નેડા ધણીનો લાગ્યો....શંકર...

સાખી

તમરે તંબુરો લીધો, કીડીઓ ગાતી ગાન,
સસલું મંજીરા વગાડે, ચ્હુઢીયું, ચ્હુઢીયું, સસુંદરાને તા....નરે
નેડા ધણીનો લાગ્યો...શંકર...

સાખી

શુરવીર સંતો જાગીયા, વળી જાગ્યા. " શકર " બાળ,
પણ ના જાગ્યા નુગરા, જેને મોહી લાગીરે માયા જા....ળરે
નેડા ધણીનો લાગ્યો....શંકર....

સાખી

# ભજન ૧૧

## ( રાગ ઉપરનો )

" શંકર " સંતોની સેવા સુખાકા....રરે,
જેથી વરતિઓ થાય બ્રહ્માકા....રરે,
સાખી નેડો ધણીનો સાચો....ટેક.
કલ્પવૃક્ષને સેવતા, ક્ષુધા જેમ બુઝાય.
તેમ સંતને સેવતાં, સ્હેજે ભવસાગરમાંથી તરા...યરે,
સાખી નેડો ધણીનો સાચો...શંકર...
સંતને સેવો સર્વદા. છોડી દઇ સહુ કામ,
સંત ચરણમાં સર્વ છે, અડસઠ તિરથને ચાર છે ધામરે,
સાખી નેડો ધણીનો સાચો....શંકર....
સંત કૃપા જો થાય તો: પળમાં મળે ઘનશ્યામ.
સંત દયા જો તું પરે, તો, તો, છેટાં મુકિતના મોંઘા ધામરે,
સાખી નેડો ધણીનો સાચો....શંકર....
કમળ ઉગે જયમ જળ મહિં, જળથી નવ ભીંજાય,
સંતનું લક્ષણ એજ છે, એવા સતોને સેવે સુખ થાયરે.
નેડો ધણીનો સાચો...શંકર...
તન, મન, ધન, અર્પી સહુ સેવો સંત સુજાણ
" શંકર " સદ્દગુરૂ લેરગી, મળશો, મળશો, મહાપદ નિરવાણ,
નેડો ધણીનો સાચો....શંકર....

## ભજન ૧૨

( રાગ જીવડા જોઇને ચાલ )

જીવડા ? જો જળહળ જ્યોત, ઘટમાં ત્હારારે જી.
વળી ચંદ્ર સુરજની જોડ, નવલખ તારારેજી. ટેક
ઓળખવા આતમરાય, કયાં તું ભટકેરે....જી.
ગુરૂ દયાથી કર ઉપાય, શોધ્યું મળશેરે....જી જીવડા.
તું રાખને મિતાહાર, સ્વાદને ટાળીરે.....જી.
બ્રહ્મચર્ય આઠ પ્રકાર, પ્રેમથી પાળીરે.....જી, જીવડા.
તું આસન વાળી બેસ, જાપ પ્રણવનુંરે...જી.
કર પદ્માસન રૂડી પેર, ધ્યાન હૃદયનુંરે.....જી. જીવડા.
ફરી ચંદ્ર સુરજ સમાન ઉલટા હાલોરે.....જી.
ભુલી પાંચ ભુતોનું ભાન, સ્વરૂપે મ્હાલોરે ....જી. જીવડા.
નરદમ જયાં વરસે નુર, કહું શું મૂખથીરે....જી.
ત્યાં જઇ પીજો ભરપુર, રસડાં સુખથીરે.....જી. જીવડા.
ગુરૂ સ્હાયે " શંકર " બાળ બોલ્યા વાણીરે.....જી. જીવડા.
મટે માયા મ્હોટી જાળ, ચોરાશીની ઘાણીરે.....જી. જીવડા.

## ભજન ૧૩

( રાગ ઉપરનો )

દશરાનો દિવસ આજ, ગુરૂ ઘેર આવોરે. ....જી.
દયો દર્શન સુધરે કાજ, જરી મ્હેર લાવોરે ....જી ટેક.
પ્હેલા પુજું ગુરના ચર્ણ, આળસ ત્યાગીરે. ....જી.
મ્હને બાળને રાખો શર્ણ સેવા માગુંરે. ....જી. દશરાનો.

જીવ થયા ઘોડીલે અસ્વાર, રણુજટ રમવારે. ....જી.
ધર્યાં હિંમતનાં હથિઆર, દશને દમવારે. ....જી. દશરાને
દશ ઘોડીએ એક અસ્વાર, અવલ કુંવારોરે. ...જી.
લીધી લગામ કર મોઝાર, ખેલાડી સારોરે. ....જી. દશરાને
ઘોડીઓ ખેલાવી ખૂબ, જીત્યો ગઢ બંકોરે....જી.
ગુરૂ સ્હાયે દાખવ્યું શૂર, કર્યો જય ડંકોરે....જી. દશ૦
જઈ પડયો ગુરૂને પાય, કારજ સાધીરે....જી.
હૈડામાં હરખન માય, આશિષ લીધીરે...જી. દશ૦
ગુરૂદેવ થયા છે ગોર, મુકતિ મળીયાંરે...જી.
"शंकर"! મટયું જમનું જોર, દુઃખડાં ટળીયાંરે. જી. દશ૦

# ભજન ૧૪

## (રાગ—ઉપરનો).

જીવડા! સમજીલે સાર. સાગર તરવુંરે....જી.
છે, આ, સંસાર. અસાર, ફોગટ ફરવુંરે....જી. —ટેક—
જાવુંછે વસમી વાટ, મનહજી કાચુંરે....જી.
સમરણ છે શિરની સાટ, કહુંછું સાચુંરે...જી. જીવડા.૦
જનમ્યું એ નક્કી જાય, શોક ન ઘટતોરે....જી.
નુગરા નર ખત્તાં ખાય, મોહ, ન મટતોરે....જી. જીવડા૦
નિત ન્હાવું નિર્મળ નીર, મનને કસવુંરે...જી.
ઠરવું તરવેણી તીર, ધણીને ભજવુંરે....જી. જીવડા,
જીવડા! સઘળો સંસાર, મનથી ઉપજયોરે....જી.
મન મરતાં મરે સંસાર, સાનથી સમજોરે...જી. જીવડા૦

મૂકીદે માયાનું ગુમાન, મમતા ઠાલીરે....જી.
ભાવે ભજીલે ભગવાન, ગુરૂગમ ઝાલીરે...જી. જીવડા૦

મૂકી મોટ પણાની વાત, "શંકર" ફરવુંરે....જી.
છોડી સઘળો ઉતપાત, ઉરમાં ઠરવુંરે...જી. જીવડા૦

# ભજન ૧૫

## ( રાગ—ઉપરનો ).

જીવડા ! આવી જગમાંય, કારજ કીજીયેરે...જી.
હરખી હૈંડાની માંય હરિ ભજી લીજીયેરે....જી. —ટેક—
ત્હને મળી મનુષ્યા દેહ, ફરી નવ મળ શેરે....જી.
ભજ ભાવેથી પરમેશ, ભવદુઃખ ટળશેરે...જી. જીવડા૦
સાચાના બેલી રામ, બીજા ન જાણોરે....જી.
તેપર મૂકી ભાર તમામ, હરિરસ માણોરે....જી. જીવડા૦
ભલે સ્તુતિકે નિંદા થાય, દિલે નવ ડરશોરે....જી.
હરિ ભજે હારને પમાય, ઠીક નવ કરશોરે...જી. જીવડા૦
જ્યાં સુધી જુવાનીનું જોર, કામ સધાશેરે....જી.
વૃદ્ધપણુમાં ઉતરશે તોર, કામ ન થાશેરે...જી. જીવડા૦
જેણે ભજ્યા નહિં ભગવાન, જાવ કયમ તરશેરે....જી.
માયામાં બન્યો મસ્તાન, આખર મરશેરે...જી. જીવડા૦
ગુરૂ સ્હાયે "શંકર" બાળ બોલ્યા વાણીરે...જી.
જુઠી આ જગની જંજાળ, લેજો જાણીરે....જી. જીવડા૦

## ભજન ૧૬

( રાગ—જેસળ કરીલે વિચાર )

આતમ ! હોડલી હંકાર, મેલી દઈ મમતાનો ભાર;
ત્હારે મ્હારે જાવું પેલીપાર, જોવો ધણીનો દરબાર,
આવોને આતમરાય, આપણ મળીયે,
પ્રભુ પ્રેમના સાગરમાંહિં ઝીલીયેરે,...જી. —ટેક—

વ્હાલની વેણું વગાડ, ઘટના ગગનમાં ગજાય,
આંચલા ધોળીને ઘુંણાય, સૂર કૈં સોડહમ નો સુંણાય,
આવોને આતમરાય આપણ મળીયે,
પ્રભુ પ્રેમના સાગરમાંહિં ઝીલીયેરે...જી.
દેવના દેવળીયાની માંય, દિવડો જોને જળહળ થાય
સરિતા સાગરમાં સમાય, ત્યારે દેવ દર્શન થાય,
આવોને આતમરાય આપણ મળીયે,
પ્રભુ પ્રેમના સાગરમાંહિં ઝીલીયેરે...જી.
મોતીડું મ્હેરામણની માંય, વ્હેલથી ગળ્યું ના એ જાય,
કીડીની કીકીમાં સમાય, એનું કૈ મૂલ ના અંકાય,
આવોને આતમરાય, આપણ મળીયે,
પ્રભુ પ્રેમના સાગરમાંહિં ઝીલીયેરે....જી.
આતમ રમે "શંકર" માંય "શંકર" રમે આતમ માંય
મનમાં થયારે મસ્તાન, ગાતા ગુરૂજીનું ગાન,
આવોને આતમરાય આપણ મળીયે,
પ્રભુ પ્રેમના સાગરમાંહિં ઝીલીયરે....જી.

## ભજન ૧૭

પરથમ ગ્ર્ઢેલા પુજુ રે દુંદાળા,
મુળકમળમાં વાસા, હરિજન, હરદમ
ધૂન લગાઈ હે...જી. જી. જી.
જાપ અજંપા મેં જાપું જીવડલા, ભાઇ (૨)
હરખ ઘણેરા પાઇ, હરિજન, હરદમ ધૂન....
નિરમળ જળથી નવરાવું ધણીને, ભાઇ (૨)
હેમની પાટે પધરાઈ, હરિજન, હરદમ ધૂન....
ભાત ભાતની રસોઈ કરાવું ભાઇ. (૨)
જમાડું ઉલટ ખુબ લાઈ, હરિજન, હરદમ ધૂન....
પ્રિતીનું પાન બનાવું જીવડલા, ભાઈ. (૨)
ચવરાવું ધણીને ધાઇ, હરિજન, હરદમ ધૂન....
માગણી એવી છે ધણીને હમારી ભાઈ. (૨)
સેવા દેજો સુખદાઇ, હરિજન, હરદમ ...ધૂન
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, ભાઇ (૨)
વાણીને લેજો વધાઈ, હરિજન, હરદમ....ધૂન

## ભજન ૧૮

(રાગ—ઉપરનો).

સતની કફનીઓ અંગે ઓઢીને,
ધણીને ભજો હેત લાઈ, હરિજન, હરદમ તાર
મીલાઇ હે....જી. જી. જી.
માંયલી ભુંડપ્પો મારો મારા વીરલા, ભાઇ [૨]

ગુરૂગમ સમશેર સ્હાઇ, હરિજન, હરદમ તાર....
મનની કડકેયોં કુહાડીથી કાપો ભાઇ, [૨]
ખાખ કરો અગનિમાહિં, હરિજન, હરદમ તાર....
અવશરીયો આવ્યો ત્રિતીરે જાશે ભાઇ. [૨]
ગુણુ હયો ગુરૂજીના ગાઇ, હરિજન, હરદમ તાર....
મનખા જનમમા જો જીવ ભૂલ્યા, ભાઇ. [૨]
જડશે ચોરાશીની ખાઇ, હરિજન, હરદમ તાર...
જીવતાં જો વાલમ જડશે વ્હાલીડા. ભાઇ [૨]
મરતાં પણુ હેશો પાઇ, હરિજન, હરદમ તાર....
સદગુરૂ ચરણે 'શંકર" બોલ્યા. ભાઇ [૨]
વાણીને લેજો વધાઇ, હરિજન, હરદમ તાર....

## ભજન ૧૯

### ( રાગ—ઉપરનો ).

કહયુંરે માનો મ્હારા કંથ કોડીલા,
અનુભવની વાતો બતાવું, વ્હાલીડા, ગુરૂજીએ જ્ઞાન
બતાવ્યું હે....જી. જી. જી.
તરૂવરમાં ત્રણુ નદીયો મેં ભાળી. ભાઇ (૨)
તુંબડીમાં ત્રણુ સમાઇ, વ્હાલીડા, ગુરૂજી એ....
માંયલા મંદિરીયે બાગ બગીચા, ભાઇ (૨)
લ્હેરો લેવા દાડી જાતી, વ્હાલીડા, ગુરૂજી એ....
આભલાના ચાંદલીએ, રાહુને ગળીયો. ભાઇ (૨)
ગજને ગળી ગઇ કાડી બાઇ, વ્હાલીડા, ગુરૂજી એ....
ગોરખજીના ઘેટાએ ગઢડોરે તોડયો, ભાઇ (૨)

જળહળ જ્યોતો દરશાઈ, વ્હાલીડા, ગુરૂજી એ....
બકરી વિયાણીને ઉંટ જનમીયું, ભાઈ (૨)
ગૌઆ થઇ છેરે મસ્તાની, વ્હાલીડા, ગુરૂજી એ....
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, ભાઈ (૨)
ગાયું મેં પદ નિરવાણી, વ્હાલીડા, ગુરૂજી એ....

## ભજન ૨૦

( રાગઃ—વરતન જોઇ વરતુ હોરીએ )

નમુંરે નકુળ કેરી નારને, ભીમસેન કેરી જે મૈયા,
યુધિષ્ઠર ઘેર જે અવતર્યાં, વાણી આપોરે મૈયા,
અચરજ દીઠું બાવા દલમાંરે હાં, હાં, હાં,
જેથી ઉલટાં વચન ભાખ્યાં બાપજી —ટેક—
અગનિવરસે ભીંજે આભલું, પૃથવી કરેરે પોકારા (૨)
ભીંજાણાં તરૂવર વનનાં, ભીંજ્યા પરવત સારા....
અચરજ દીઠું....
બગલે હંસાને ઘાલ્યો પાંખમાં, હોલોકરેરે હોંકારા (૨)
પાંખો તોડીને હંસો નીસર્યો, સોહં શબદ ખુંખાર્યા.
અચરજ દીઠું૦
સસલે શિકારીને મારીયો વનમાં થયારે ધમશાણા (૨)
પ્હાડ પરવતલીધા હાથમાં, અડીયા અધર અસમાના.
અચરજ દીઠું૦
ઉંડારે દેવળમાં દરિયા દીઠા, નદીએ નીર ઉભરાણા (૨)
દેવળીયે દેવને જગાડીઆ, જળહળ જ્યોતિ દરશાણા.
અચરજ દીઠું૦

સદગુરૂ દેવ ચરણે આલોયા, "શંકર" લાડકડા બાળા (૨)
ઊલટા શબ્દ સમજે સુગરા, નુગરાના મુખ કાળા,
અચરજ દીઠું૦

## ભજન ૨૧

( રાગ—પરજીયો )

માથા વિનાના માનવીરે ફૂલી બોલે શું બોલજો;
દંભડુંગર ચ્હડી ડોલતો, હાંકે પોલમ પોલજો;
વાત વીરા કહું લાભની —ટેક—
કપટ કફની ધરી અંગમાંરે, ભુંડી વગાડે ભેરજો,
માળા ધરી ધણી જાપવા, લીધી છુપી સમશેરજો,
વાત વીરા કહું લાભની.
ઝ્હેરી ચતુરાઈ આખડીરે; માલે હુમકતી ચાલજો;
લટકા મટકા કરી ભેળવ્યાં, કોણ વૃદ્ધ કોણ ? બાલજો?
વાત વીરા કહું લાભની.
જીભે મૂકયું મધ માટલુંરે, રૂદે હળા હળ ઝેરજો;
ભોળા માનવીઓને ભોળવ્યાં, કીધો કાળો તેં કેર જો.
વાત વીરા કહું લાભની.
જાણે નકેં, જ્ઞાન વાઢતોરે, બોલ્યાં અજ્ઞાની માંયજો;
ત્હારી શિખામણ મેળવી, ઘણાં ગોથલાં ખાયજો,
વાત વીરા કહું લાભની.
ધર્મના નામે ધુતતોરે, નથી આ ત્હારી ફર્જજો;
કાળની ફાળ ભુંડા કારમી, કયાંથી પુરાશે કર્જ જો,
વાત વીરા કહું લાભની.

દેહનો ભેદ ન જાણતારે, કરે આતમાની વાત જો;
"કરશો તેવું ત્હમે પામશો," એનો વિશ્વ વિખ્યાત જો,
વાત વીરા કહું લાભની.
વેણુ ચૂકેલા વાંદરારે, જરી ગુરૂગમ રાખજો;
મોહયો શું માટીના મ્હેલમાં, આખર ખાખની ખાખજો,
વાત વીરા કહું લાભની.
મોંઘા મૂલી મળી જીંદગી, ખોયો એળે અવતાર જો;
દંભનું ઢૉંગ મુક વેગળું, તો તો થાય ઉદ્ધાર જો,
વાત વીરા કહું લાભની.
સદ્ગુરૂ સ્હાયે બોલીયારે, સંત "શંકર" બાળજો;
દરિયો તરવો ભુંડા દોહ્યલો, બાંધ વૈરાગ્ય પાળજો,
વાત વીરા કહું લાભની.

# ભજન ૨૨

(રાગ—ઉપરનો).

બાવો ચ્હઢયા બાર ઘોડીએરે, સજી સાચો વૈરાગજો;
મ્હેલ મૂકયો માયા તણો, મૂકયા માયાનો બાગજો,
વારિ જાઉં ગુરૂ નામને.
લંગોટી વાળી અલોભનીરે, પ્રેમ ધરીયો પોશાક જો,
ચોળી ભભૂત બ્રહ્મ ભાવના, તપ તું બી છે હાથ જો,
વારિ જાઉં ગુરૂ નામને.
પાંખો વિનાની ઘોડીઓરે, ઉડી અદ્ધર આકાશ જો,
આવી ચરેડામાં ઉતરી, ગામ માતપુર પાસ જો,
વારિ જાઉં ગુરૂ નામને.

ઢોલ વાગ્યા ગુરૂ દેશનારે, ગાજ્યા ગગન મોઝાર જો,
જોવા સારૂ ટોળે મળ્યાં, ગામ લોક તે ઠાર જો,
વારિ જાઉં ગુરૂ નામને.
કરીયો મુકામ ગામ ગોંદરેરે, ધરી ઉંડેરી આશજો;
પુજવા આવ્યાં મતી માવડી, થઇ હૈડામાં હાશ જો,
વારિ જાઉં ગુરૂ નામને.
માતપુર માંહે પેસતાંરે, માત સુલાઇનું ધામ જો;
હુરહમ નાર બે નાચતી, નૂરત, સુરત, નામ જો,
વારિ જાઉં ગુરૂ નામને.
વાજતે ગાજતે પેસીયારે બાવો સુરતાની સાથ જો;
ગેબી ગુફામાંય ઉતર્યા, જ્ઞાન ચક્ષુ પરકાશ જો,
વારિ જાઉં ગુરૂ નામને.
ઘોડી સમી ગોકુળમાંરે, સમ્યાં સર્વ ત્યાં લોક જો;
બંધ થયાં સ્થુલ બારણાં, જાગી પ્રેમલ જ્યોતજો,
વારિ જાઉં ગુરૂ નામને.
દ્વૈતની ડાળી તૂટતાંરે મળ્યો અદ્વૈતાનંદ જો;
"શંકર" બોલ્યા ગુરૂ મ્હેરથી, મટ્યો દ્વંદનો ફંદ જો,
વારિ જાઉં ગુરૂ નામને.

## ભજન ૨૭

સંતો સદ્‌ગુરૂ છીદર, કદીએ ન જોશોજી જીવો રેજી;
જડીઓ હાથે મણીનો, માલ ન ખોશોજી જીવોરેજી.

સંતો સોમલ ચરીથી, અમરત થાશોજી જીવોરેજી;
નુગરો નફટ નરો સૌ, નર્કમાં જાશે જીજીવોરેજી.
બાર્યો અગ્નિ ઉઘાડે, કશુંએ ન લાભોજી જીવોરેજી;
ઉલટી હોરી ઉપાધિ, હલડાએ દાઝોજી જીવોરેજી.
કર્મો જોતા જતાં ત્હમે, હશે તેય ખોશોજી જીવોરેજી,
પાછળ પસ્તાઇ અંતે, પોક પાડી રોશોજી જીવોરેજી.
સદ્ગુરૂ સ્હાયે માંયલી, કુબુદ્ધિને કાપોજી જીવોરેજી;
ફરતી વરતી સહૂને, શુન્યમાંહિં સ્થાપોજી જીવોરેજી.
સંતો સદગુરૂ સ્હાયે, "શંકર" બોલ્યાજી જીવોરેજી;
ગુરૂએ ગેબી ગુફાના, અંતર પટ ખોલ્યાજી જીવોરેજી.

## ભજન ૨૪

( રામ રતન ધન પાયોરે ).

બંગડી હોરી લાવો સારીરે બંગાળીબાબુ,
બંગડી હોરી લાવો સારી. —ટેક—
કદીએ ન તૂટે વ્હાલા, કદીએ ન ફૂટેરે (૨)
રહે દશ ચારથી ન્યારીરે બંગાળી બાબુ....
રૂપે હોય રૂપાળી પિયુજી રંગ રૂડો શોભતોરે (૨)
અણમોલી બંગડીઓ પ્યારીરે બંગાળી બાબુ....
જઇ વ્હેલા લાવો વ્હાલા હુંઢી આબા શહેરમાંરે [૨]
હોય જ્યાં ત્રિગુણપર વેપારીર બંગાળી બાબુ....
અગમ નિગમનું વ્હાલા ભાનજે કરાવેરે [૨]
જગાડે સુતીછે જે નઠારીરે બંગાળી બાબુ....
સદગુરૂ ચરણે બોલ્યા 'શંકર' બાળારે [૨]
ચરણ કમળ બલિહારીરે બંગાળી બાબુ....

## ભજન ૨૫

( રાગ—ભજન કરો સાચાં સાંયનારે જી ).

આ ઉલટ સુલટની બાજીરે, કોઈ જ્ઞાન કરાવો કાજીરે,
હરખ ભર્યાં અમે આવીયારે. જી હે જી૦
બાળો ભોળો બ્રહ્મચારી, ત્રણ ત્રણ રાખે લુગાઈરે ભાઈ (૨)
ગાજી રહ્યો એ સૌના ઘટમાં અદ્ધર સેજ બિછાઈરે,
હરખ ભર્યાં અમે આવીયાંરે. જી હે જી૦
બ્રહ્મા વિષ્ણુ મહાદેવ પ્હેલાં. ગુરૂએ કફની ધારીરે ભાઈ (૨)
ચંદ્ર સુરજને અગનિ પ્હેલાં, પ્રગટી જ્યોતિ સારીરે,
હરખ ભર્યાં અમે આવીયારે જી હે જી૦
આ જગન્હોતું, તે જગન્હોતું, જનમ્યું કોઈના જાણ્યુંરે (૨)
માત પિતા મ્હારૂં કોઈ ન્હોતું, તેથી મેં સુખડું માણ્યુંરે,
હરખ ભર્યાં અમે આવીયાંરે જી હે જી૦
ગૈઆ વિઆણી ગગન મંડળમાં, ત્રણનર જનમ્યા જ્યાંહીરે ભાઇ (૨)
એ ગૈઆને સંતજ સેવે, સુરતા સમાણી મ્હારી ત્યાંહિરે,
હરખ ભર્યાં અમે આવીયારે....જી. હે....જી.
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, ઉલટસુલટની વાણીરે ભાઈ (૨)
નૂગરા નર તો ઠઠ્ઠોમાને. સુગરા લેશે જાણીરે,
હરખ ભર્યાં અમે આવીયાંરે. જી હે જી૦

## ભજન ૨૬

( રાગ—ક્યું કરત.રે મન મગ.રી ).

ચલમન ન્હ્ડ તું I. મર પી, ગુ ન ક્ર અ ગ ઘી,

શુન્ય શહેરમાં બેસ ઠરી. --ટેક--
મ્હેલારે મ્હેલાં, હેમન ઘેલા, તરખુટી પર સ્થીર બની.(ર)
ધ્યાન ધરીલે ધરણી ધરનું, નંજર મટારી બ્હારતણી. ચલ૦
ખટપટ ચેતી સરવ સમેટી, બંકનાળથી ઉલટ ચ્હડી (ર)
ઉલટ સુલટના ઘાટ ઓળંગી, ઠરો જહાં છે ગુરૂ મઢી. ચલ૦
સોડહમ શબદની ધુન લગાવી, ગગન મંડળમાં લે નરખી (ર)
સુરતા સમાવીશુન્ય શિખરગઢ, આતમ જ્યોતિ લેપરખી. ચલ૦
રલ રેલાણી ચૌદ ભૂવનમાં, ઝીલઝીલ દરિયા લ્હેર ચ્હઢી (ર)
સદગુરૂ સ્હાયે 'શંકર' બોલ્યા,અમુલખવસ્તુઆજજડી.ચલ૦

## ભજન ર૭

(નાથ તુમ જાનતહો સબ ઘટકી-એ રાહ.)

સખી મેતો કહાનસેં કાન કુંકાયો,
સ્નેહ સાગર નાવ ઝુકાયો, સખી મેંતો --ટેક--
મેં અજ્ઞાની કછુનવ જાણું, પ્રેમકો પાઠ સિખાયો,
ચર્મ ચક્ષુ લેકર દિવ્ય દિયાજબ, દેહી દેહાર દિખાયો,
સખી મેં તો કહાનસે કાન કુંકાયો....
ચાર બેદાકામેં ભેદ ન જાનું, પંચમ બેદ પઢાયો,
માયાકી જાળ છુડાકર મોકું, શૂન્ય શિખર ચ્હડાયો;
સખી મેં તો કહાનસેં કાન કુંકાયો...
સ્નેહ સરિતા, તખત ત્રિવેણી, તામેં શરીર ઝીલાયો,
શાંત હુવા જબત્રિબિધિ તાપો, અમૃત ઘોળી પીલાયો,
સખી મેંતો કહાનસેં કાન કુંકાયો..

ચંદાન ચલકે રવિના ચલકે, વાંહી મેં ડેરા લગાયો,
અગમ અગો ચર શુન્ય પ્રદેશે, "શંકર" અલેક જગાયો,
સખી મેં તો કહાનસેં કાન ફુંકાયો...

## ભજન ૨૮

( રાગ—ઉપરનો ).

સખી મોકો મોહુન સેં રંગ લાગ્યો.
મેરો જીયરો નિંદસે જાગ્યો, સખી મોકો.
રિપુકું રોળ હિયામેં રણુમેં, ગુરૂગમસેં શુર હાખ્યો,
ચંચલ સુખકુ છોડ દિયા જબ, સત્યકો સ્વાદ મેં ચાખ્યો,
સખી મોકો મોહુનસે રંગ લાગ્યો...
અગમ પ્રદેશમેં જાકર બેઠી, જાપ અજંપામેં જાપ્યો,
સોડહમ શબ્દકી ધુન લગાકર, જીવકું શીવમેં સ્થાપ્યો,
સખી મોકો મોહુનસેં રંગ લાગ્યો...
પાંચપચીસ થયા બશ વૈરી, પ્રકૃતિતાપ ઘટાડયો,
વૃત્તિ ચલી સબ શ્યામ સેવામેં, દિલકો મેલ મટાડયો,
સખી મોકો, મોહુનસેં રંગ લાગ્યો...
હુંપણુ હોમ દિયા હરિ આગે, કર્તાપનાકું મેં ત્યાગ્યો,
સોપ દિયા સબ શ્યામકું મેને, ભોકતાપના અબ ભાગ્યો,
સખી મોકો મોહુનસેં રંગ લાગ્યો...
"શંકર" કે શિર સદ્ગુરૂ દેવા, જ્ઞાન અસલ બતાયો,
પ્રેમકો પાઠ પઢાય દિયો અરૂ, કલેશકું આજ પતાયો,
સખી મોકો મોહુનસેં રંગ લાગ્યો...

## ભજન ૨૯

### ( રાગ—ભલાતમ દેખોને લોકોરે )

જરા જીવ ? જોને હલડામાંય,
શિખરપર બેઠા આતમરાય. --ટેક--
શુન્ય શિખર ગઢ સરોવર ભરીયાં, અમુલખ મોતી થાય;
હંસા હોય સો ઝટ ચરી જાવે, બગલા બગાસાં ખાય.
જરા૦
નરદમ નૂરનો મેહુલો વરસે, મરજીવા નર ન્હાય,
પ્હાડ ઉપર તો પાણી ચ્હડીયાં, ઢેપાં નવ ભીંજાય.જરા૦
એક અચંબા અમને દેખ્યા. બકરે માર્યો વાઘ;
તેતરીએ ત્રણ બાજને માર્યા, દેડકે ગળાયો નાગ. જરા૦
મોંઘી બઇતો મહીયર ચ ાં, મારગ લીધો શિર;
સદ્‌ગુરૂ ચરણે "શંકર" બોલ્યા, સમજે સોનર પીર જરા૦

## ભજન ૩૦

### ( રાગ—ઉપરનો. )

કરે મન ખોટા શા વિચાર, ભજીલે ભાવે તું કિરતાર. ટેક૦
કાયા નગરમાં નરખીને જોજો, અજબ અચંબા થાય;
તુંબડીમાં એક તરૂવર ઉગ્યું, ડાળી ઝોલાં ખાય. કરે૦
અજબ તમાસા અમને દેખ્યા, હંસા મછીયાં ખાય;
ઉલટી સરિતા ચ્હડી ચ્હડાવે, દરિયે લાગી લ્હાય. કરે૦
સોનાએ સોનીને તાયો લોઢે ઘડયો લુહાર;

લાકડાએ સુથારી ઘડાયો માટીએ ઘડ્યો કુંભાર. કરે૦
શિષ્ય ગુરૂને શિક્ષણુ આપે, કુબજા માંડે કાન,
સદ્ગુરૂ ચરણે "શંકર" બોલ્યા, સુગરા પાવે સાન. કરે૦

## ભજન ૩૧

હરિજન સાથે લેતો તડી, મૂરખ ત્હને,
આશી કુટેવો પડી. —ટેક—
હરિભજનનું નામજ સુંણુતાં, જાતો મારી હડી (૨)
વાદવિવાદમાં વખત તું ગાળે, પળમાં પડતો લડી. મૂરખ૦
વેદાંતની તું વાતોરે કરતો, તત્વ સમજ નવ પડી (૨)
મન ખોરે ત્હારો એળે ખોયો, અંધારે આથડી. મૂરખ૦
સતને અસતનું ભાનન ભાઈ, વાતો કરતો ખડી (૨)
કુંપણુમાં તું હેઠોરે પડતો, ખરી ખબર નવ પડી. મૂરખ૦
કામ ક્રોધના કાદવમાં તું, સાવ ગયો ગબડી (૨)
પાંચ વિષયના પાપી જીવડે, નાખ્યો છે રગડો. મૂરખ૦
માતપિતાનું નામ લજાવ્યું, જાતે ભાત ન પડી (૨)
લાભ કરીને દરિયો ડોળ્યો, લાખચોરાશી જડી. મૂરખ૦
સદ્ગુરૂ સ્હાયે "શંકર" બોલ્યા, અંતે આડચ નડી (૨)
ચેતીરે લેજો ચતુર નર કોઈ, ડંકો રહ્યો ગગડી. મૂરખ૦

## ભજન ૩૨

( રાહ: ઉપરનો ).

શિખરપર જોને જુગત ચ્હડી. આ ચેતન,
નરદમ નૂર નીઝડી. —ટેક—

રમતાંને જમતાં સાધુડાંની સંગે, અમુલખ વસ્તુ જડી (૨)
મ્હેર કરી જ્યાં સદગુરૂ દેવે, સાચી સમજણ પડી, ઓ ચેતન.
ડાબીરે જમણી ઇંગળા પીંગળા, વચમાં શુષુમણા, જડી (૨)
શુષુમણાપર બંક વટાવી, હોંશે ગઇ હું ચ્હડી. ઓ ચેતન.
બ્રહ્મને ભેદી, વિષ્ણુને ભેદી, રૂદ્રને ભેદી ખરી (૨)
શુન્ય, અતિશુન્ય, મહાશુન્યમાં જઇ, જોયું જુગતે કરી,
ઓ ચેતન.
અમી ઝરંતા મેહૂલા વરસે, અલખને જઇ અડી (૨)
હૈયુંરે ઠરીયું, માંયલું મરીયું, અગમ ખબર જ્યાં પડી, ઓચેતન
અલખ પુરૂષથી માયારે લાગી, દિલની લ્હાયો ઠરી (૨)
જનમ મરણનો સંશય, મટીયો, વિઠલવરને વરી, ઓચેતન.
મરજીવા નર મહારસ પીશે, કાયર પીશે કદી (૨)
સદગુરૂ ચરણે "शंकर" બોલ્યા, જડી જોગીની મઢી, ઓચેતન.

# ભજન ૩૩

## ( રાહં મોકો રોકનવાળારે કોન. )

મોકો હૈડામેં હરખ અપાર, સુરત અબ શૂન્યમેં ઠરી.
મરણ પ્હેલા મેં ગઇ મરી, ટેક.
મનકા મેલ મિટા અબ, સાધુ ? મમતા નાર મરી (૨)
મોહ લોભ મિથ્યા અબછોડી, તન, મન ચિંતા હરી, સુરત.
કર્મ કોટકી તૂટી દિવાલો, તીન ગુન સ્હેજ તરી (૨)
ફોડ ડાલી ચંચલ સુખ ચુડીયા, વાલમકે સંગ વરી, સુરત.
પ્રેમ પિયુષકા પિયા પિયાલા, ધ્યાન ધણીકો ધરી (૨)
દેહ ભાન ભુલ ગઇ મેં સાધુ, [illegible] આય ઠરી, સુરત.

જગકી લ્હેરી ઝાંઝર જૈસી, જુવો ગુરૂગમ કરી (૨)
કહત બાળ " शंकर " ગુરૂ ચરણે, પીયો રસ પેટ ભરી, સુરત.

## ભજન ૩૪

( રાગ બાઇ મેં પકડી આંબલીયાની ડાળ )

સહીયર આવ્યા ચોમાસાના દિનરે,
પિયુજી હજુ નાવીયારે. જી. ટેક.
ઝરમર ઝરમરરે હાં વરસે મેહૂલો (૨)
સહીયર રજની કરે છે ચમકારરે, ઝબકી રહી છે વીજળીરે. જી.
સુની સેજલ મહારી હાં, સુની મહારી મેડીયો (૨)
સહીયર ટહૂકે ઝીણા ઝીણા મોરરે, બની ગઇ બ્હેબાકળીરે. જી.
નિંદરા નાવે નેણેહાં, અન્ન જળ ભાવેના (૨)
સહીયર સુજે નહિ ઘરનાં કામરે, આંસુડે ભરી આંખડીરે. જી.
બારીએ બેસીનેહાં, જોઉં હું વાટડી (૨)
સહીયર જોબનના લ્હાવ ચાલ્યા જાયરે, જોબનવંતી
નારનારે. જી.
"शंकर" દાણીરે હાં સદગુરૂ દેવની (૨)
સહીયર કંથ વિના મ્હારા કોડરે, પુરાય ક્યાંથી કામનારે. જી.

## ભજન ૩૫

( રાગ ઉપરનો )

ફુલજી ! ફુલ્યામાં નથી કાંઇ માલરે,
ફુલેલા નર ફાટતારે. જી. ટેક.
પાડા સરખીરેહાં ફાંદ વધારીને (૨)

કુલજી ! મ્હહયા સોઇનર પછડાયારે, ભોંય પડયા ભુમિ
ચાટતારે. જી.
હું પણ સેવ્યુંરેહાં, જે નરને જગમાં (૨)
કુલજી ! અંતે થયો તેમનો નાશરે, મસાણે ધુંણી તાપતારેજી.
હું પણ ત્યાગ્યાથીહા, હરિવર ભેટતા (૨)
કુલજી ? હુંપણુથી ગાઉ હજારરે, મહારો ધણી નાસતારે. જી.
તન મન ધન સરવેહાં, ગુરૂ ચરણે સોંપી (૨)
કુલજી ? ભજનમાં રહેજો ભરપુરરે, રખેરે અવળા હાલતારે જી
શંકર " બોલ્યારેહાં સદગુરૂ મહેરથી (૨)
કુલજી કૂટક દેવાળીઆની સંગરે રખેરે બાપુ ચાલતારે જી.

## ભજન ૩૬

### ( રામ નિત નિત વરસે સાચાનુરા )

ઉંડા ઉંડા આભલીયામાં ,ડેરીઓ ડુંગરપર,
ઉંડીરે ગુફામાં ઉડી શે....રીરે. ટેક.
લાખ લાખ ચાંદા રવિ જોને ત્યાં ઝળકેરે (૨)
સુખરે સાગરીયાની લ્હે....રીરે.
આવી મીઠી લ્હેરેરે મૂવા સંતો માણેરે (૨)
કાળની નાવે જહાં ફેરી, ઓ ડુંગરપર, ઊંડીરે ગુફામાં.
અદ્ધર તખતપર ધણી મહારો બેઠારે (૨)
નિશદિન ભરૂં હું હજુ....રીરે
વારિ વારિ હું તો લઉં વાલમ વારણાંરે (૨)
મટી મહારી માયાની મજુરીઓ ડુંગરપર ઉંડીરે ગુફામાં.

મુળ વિના થડ વિના ઉગી એક આંબલીરે (૨)
ફુળ મીઠાં ખાતાં ના ખુ...રીરે.
ગગન મંડળમાં એની ડાળીઓ ડોલેરે (૨)
સંત જે માટે મરે ઝુરી, ઓ ડુંગરપર ઉડીરે ગુફામાં....
અવલકુંવારી ત્યાં તો નદી એક વ્હેતીરે (૨)
નિત નિત ન્હાવા હું તો જા....તીરે
સદગુરૂ પરતાપે ગાય દાસી "શંકર" (૨)
મનમાં થઇ છું મદમાતી ઓ ડુંગરપર ઉડીરે ગુફામાં.

# ભજન ૩૭

## ( રાગ ઉપરનો )

અનુભવ વિણુ શિદ ગાવો ઓ મૂરખ નર,
મળે નહિં એમ ધણી મ્હારારે ટેક.
વાતો કરો મોટી અને મિથ્યા મોજો માણોરે (૨)
મટે નહિ એમ આ અંધે.......રારે.
ગુરૂગમ વિના શિદ ભટકો ઓ ભાઇરે (૨)
તાણો હવે જ્ઞાન ઘેરે ડેરા, ઓ મુરખ નર, મળે નહિ..
વિવાદમાં વાલમ મળે નવ ભાઇરે (૨)
રાખો જરી વિવેક વિચા....રારે
શબદ સમજી અનુભવ માંહિ મેલોરે (૨)
સંત કહું હું ત્યારે સારા, ઓ મૂરખ નર, મળે નહિ...
દલરે દરિયાની ઉડે મીઠી મીઠી લ્હેરોરે (૨)
લ્હેર લીયેરે કોઇ તા....રારે,
ઊંડારે સાગરિયામાં અમુલખ મોતીરે (૨)

હંસ સોહાગીના ચારા, એ મુરખ નર, મળે નહિ—
દ્રુપદ બડાઈને મેલો ઝટ છેટીરે (૨)
તો, તો, મળેરે મુક્તિ આ....રારે,
સદગુરુ પરતાપે ગાય દાસી "શંકર" (૨)
મરજીવા જાશે પેલી પારા, એ મૂરખ નર, મળે નહિ—

# ભજન ૩૮

## રાગ નિશ્ચે જાણ રહેવું નથી

હારી જો ન ભકિત લાડી, ભટકતા ભુતરે.
શિદને સંતાપી માડી, પાકયા શું કપુતરે, હારી—
ઝાડ કેરી ઝાલી ડાળી, શોધ્યું નવ મુળરે,
વૃથા જીંદગાની ગાળી, ફરી વળી ધુળરે. હારી—
ખેતી ખેડી ખેતર માંહિ ઉગ્યા છે અંકુરરે,
પાણી વિંણ ખીલે નહિ, ચોકા વિના ચુરરે, હારી—
મ્હેરામણ માંહિ નાહયા, શોધ્યું નવ મોતીરે,
મઘરને મુખમાં સાહયા, રહી નાર રોતીરે હારી—
લખમી કમાણા ઝાઝી, મટાડી ન ભુખરે,
ખેલી ખૂબ જુઠની બાજી, કયાંથી મળે સુખરે, હારી—
છુપા ભેદ લીધા જાણી, અનુભવ દૂરરે.
ધિક જીવ્યું એવા જ્ઞાની, ભારે મારી ભુરરે. હારી—
ઉંડારે કુવામાં સંતો, પડી મ્હારી ચુનીરે,
શોધી કહાડે સોઇ નરના, "શંકર" છે ઋણીરે, હારી—

## ભજન ૩૯

( રાહ ઉપરનો )

જીવડા અભાગી જાગી, જરા ઊંચું જોનેરે,
ખોશ મારે શાને નાગી, કાયા ત્હારી ધોનેરે. જીવડા...
કાયા માંહિ જુઠો જોષી, જુઠા જોષ જુવેરે,
ઉંધી બુદ્ધિ આપે ખાશી, કયાંથી દોષ ધુવેરે, જીવડા....
કાકો મળ્યો કામણગારો, કામણ ત્હને શિખવ્યાંરે,
માથે મુકયો મ્હોટો ભારો, પાયા દૂધ વિખશાંરે,
જીવડા ....
દેવળમાં એક દેવળ દેશી, મહા નિચ નારીરે,
અલ્યા શિદ બનીયો ફેરશી, કોડ ધીર ધારીરે. જીવડા....
મળી ત્હને સોબત સારી, લાગ્યો જગ સારોરે,
જડે કયાંથી છુટની બારી, ખોયો જનમારોરે. જીવડા....
હજુ મોત આવ્યા પ્હેલાં, ગુરૂ શોધી લેનેરે,
ધોઈ નાખી દલડાં મેલાં, પ્રભુ ભજી લેનેરે. જીવડા...
મણી મળ્યો છોડયા કંકર, પામ્યાં છો કે પામશોરે,
પ્રેમરસ પીધ્યો " શંકર " જામ્યા છો કે જામશોરે
જીવડા....

## ભજન ૪૦

( રાગ-વહેતારે પુરમાં વહી ગયેલો )

સોઽહમ્ શબ્દની સમજણ પાડી મ્હને,
ઓર ખુમારી ચ્હડાઈરે આજ ગુરૂજી,

જગમગ જગમગ જ્યોતમાં જ્યોતિ મીલાઇ. ટેક.
સુતી હતી હું સેજ પલંગે, ગુરૂએ અલેક જગાઇરે,
આજ ગુરૂજી.
હૈડામાં હરખી, ગુરૂને નરખી, ઝબકી જાગી ધાઇરે,
આજ ગુરૂજી.
ચરણે પડતાં ક્ષર તનડાની, ગુરૂએ ભાન ભુલાઇરે.
આજ ગુરૂજી.
નવ દરવાજા છોડાવી મુંજને, દશમે દ્વાર ઝુલાઇરે.
આજ ગુરૂજી.
જ્યોતિ વગર જ્યાં બીજું ન દિસે, ઉંડા કૂવામાં ઉતારીરે.
આજ ગુરૂજી.
જ્ઞાન ગોળીથી ગઢડોરે તોડી, જગાડી એક ધુતારીરે,
આજ ગુરૂજી.
આળસ મરડી ઉર્ધ્વ મૂખીએ, ગગનમંડળમાં ન્હોંકારે,
આજ ગુરૂજી.
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, પ્રેમ કટારી ભોંકીરે,
આજ ગુરૂજી.

## ભજન ૪૧

( રાગ—મનાવી લ્હેને ગુરૂ મળ્યારે મતવાળા. )

નરદમ નુરકા પિઆલા પિલાયારે, ગુરૂએ મ્હને,
અગમ પ્રદેશ દિખલાયા હો જી.. ટેક૦
શુન્ય શિખરગઢ ચલી મેરી સુરતા, જમીસેં ડેરા ઉઠાયા હોજી.

રૂમઝુમ કરતી ઉડી ગગનમેં, સુખમણુ બાટ બટાયા,
ગુરૂએ મહને.
જમીં ઝરંતાં આભ ભીંજાણુા, ગગનમંડળ ઘમશાણુા હોજી,
દ્વૈત ભાવકું જલાદિયા જબ, અલખ પુરૂષ દરશાણુા,
ગુરૂએ મહને.
ચંદા ન ચલકે, રવિ ન ચલકે, નહિ જ્યાં નવલખ તારા હોજી,
ચાર પાંચ દશ, જહાંન પહોંચે, વોહી હે દેશ હમારા,
ગુરૂએ મહને.
વાયુ તેજ નહિં જલ કેરા બાસા, નહિ જમીં અસમાના હોજી,
સદગુરૂ ચરણે "શંકર બોલ્યા," સમજે સોઈ નર શાણુા,
ગુરૂએ મહને.

## ભજન ૪૨

### (રાગ ઉપરનો)

પડઘમ ગાજે ગગનમાંહિં સારારે, સુણી લ્યો કોઈ,
સોહં શબદ રણુકારા હોજી. ટેક૦
ગુરૂ ગોરખનાથ ઘટમેં બિરાજે, ઝાંઝરકા ઝણુકારા હેજી.
દિવાના ઢોકર સુનુંમેં દુદુંભી, સત્ બ્રહ્મકા ભણુકારા,
સુંણી લ્યો....
અખંડ આનંદ અનુભવું મેં. ઉડા રહાવાં ફુવારા હોજી.
અખંડ જ્યોતિ ઝબુક ઝલકે, ભ્રમર કરત ગુંજારા, સુંણી લ્યો...
સ્નેહ સાગરિયા છલકત સાધુ, લ્હેર લિયે કોઇ તારા હોજી.
નૂરકા પ્યાલા સોઈ નર પીતા. રણુમે રાય સંહારા સુંણી લ્યો....

અનહદ બાજાં સોઇ નર સુનતા, સચ્ચી ગુરૂગમ પાયા હોજી,
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, સંત શિખરપર ધાયા,
સુણી લ્યો...

# ભજન ૪૩

## ( રાગ સામળીઆ સનેહીરે. )

સુણો મ્હારી સખીયોરે, વિતી વાતો માયરીરે. જી.
જાત વિના ભાત કદી ન પડાય (૨)
ઉપાય હજારોરે કરીયે ત્હોયે ફોકછેરે. જી.
કાગડાને પાળ્યોરે, બાંધ્યો મેં તો આંગણેરે. જી.
ખવરાવ્યાં મેં મીઠાં મીઠાં પકવાન (૨)
ત્હોયે ઉડી બેઠોરે, આખર વિષ્ટા ઢગલેરે. જી.
લસણને મેં વાવ્યુંરે, કસ્તુરીના કયારડેરે. જી.
પાયું પાયું શુદ્ધ ગંગાજી કેરૂં નીર (૨)
ત્હોયે બહુ બદબોરે આપે આખા આંગણેરે. જી.
કંજુસને રાખ્યોરે, ઘરમાં મેંતો ભાવથીરે. જી.
દીધા દીધા સત્ય વચનના બોધ (૨)
ત્હોયે રહયો પાજીરે જીવનો, બાઇ શું કરૂંરે. જી.
ભેંસ આગળ ભાગવતરે, ભાખે બાઇ શું થશુંરે. જી.
બોલ્યા બોલ્યા, બાળુડા "શંકર" બાળ [૨]
સદ્ગુરૂ ચરણેરે, ધણીને ભજશું ભાવથીરે...જી.



## ભજન ૪૪

ધણી મ્હારા નોધારાંના આધાર,
રહુંરે વ્હાલા શામનેરે...જી.
તું સકળ શાસ્તર કેરો સાર,
વારિ હું ત્હારા નામનેરે...જી. —ટેક—
ધણી મ્હારા, જુઠી આ જગની જંજાળ,
જુઠાંરે જગનાં લોકછેરે...જી.
સાચો એક તું દિન દયાળ,
બીજાંરે બધાં ફોકછેરે.. જી
ધણી મ્હારા સુખરે સાગરિયાની લ્હેર,
લઈએરે આપણુ સાથમાંરે...જી.
દાસી ઉપર કરો કાંઇ મ્હેર,
દોરીરે ત્હારા હાથમાંરે...જી.
ધણી મ્હારો સફળ થયોરે અવતાર,
ગિરધારી તમને દેખતાંરે...જી.
મ્હારા હૈડામાં હરખ અપાર,
પિયુજી તમને પેખતાંરે...જી.
ધણી મ્હારા મળીરે રૂડેરી એકાંત,
વાતોરે કરીએ વાલમારે...જી.
મટી મ્હારા મનડા કેરી બ્રાંત,
બુઝયારે તાપ કામનારે...જી.
ધણી મ્હારા, ઝાલી ગુરૂજીની બાંય,
બાળુડા "શંકર" બોલીયારે...જી.

ધરપત ધણીત્હારા ભજનની માંય,
અંતર પટ ખોલીયારે...જી.

## ભજન ૪૫

સહીયર વરસ્યા અષાડીલા મેહ,
ભીંજાણી મ્હારી ચુંદડીરે...જી.
ખુંચ્યા ખુંચ્યા નાવલીયાના નેહ,
વિંધાણી પ્રાગણ પાંદડીરે...જી. —ટેક—
સહીયર મળ્યો મ્હને ઘેલો ભરથાર,
ઘેલીરે કીધી મુંજનેરે...જી.
ભુલવ્યાં, ભુલવ્યાં, વ્હાલીડે ઘર બાર,
કથનીરે કહું શું તુંજનેરે...જી.
સહીયર તુંહિં, તુંહિ, બોલે એકતાર,
ગુંણ ગાતી ગુરૂના નામનારે...જી.
ગજવ્યો, ગજવ્યો, મ્હારા ધણીનો દરબાર,
રણુંકાર ધણીના ધામમાંરે...જી.
સહીયર છોડયા મેંતો માંયાના રંગ.
શામળીયાના સંગમાંરે...જી.
રોમ રોમે જોને વ્યાપ્યો અનંગ,
વ્હાલીડે રોળી રંગમાંરે...જી.
સહીયર વરસે ગગનમાંહિ નુર,
શૂરવીર કોઈ એ પિયેરે...જી.
"શંકર" અમીરા જળજળ જ્યોતિ પૂર,
નિરમળ નેણે પેખીયેરે...જી.

## ભજન ૪૬

સહીયર બળ્યોરે નુગરાંનો અવતાર,
જન્મ્યાં એ ઝખ મારવારે.
ક્યાંથી બેડલી ઉતરે ભવપાર,
ખોટારે જેના ખારવારે...જી.
સહીયર નુગરા એ માયાના માતંગ,
જયમ નાથ વિના આખલારે...જી,
જેને મીઠા લાગ્યા માયાના રંગ,
કુમેરે, જોયા દાખલારે ..જી.
સહીપર જળ ભરીયો આ સંસાર,
સદગુરૂ કોઇ જો મળેરે...જી.
કૃપા કરી લઇ જાય પેલી પાર,
ભવનારે દુઃખડાં તો ટળેરે...જી,
ગુરૂ વિના રૂળે નહિં આતમ જ્ઞાન,
ભ્રમણા આ મનની ના મટેરે...જી.
થાય કદી નહિં કાયા કેરૂં ભાન,
અજ્ઞાન કદી ના ઘટે ...જી.
સહીયર ઓળખ્યાન જેણે આતમરાય,
જીવતાંરે મૂવાં જાણજોરે...જી.
"શંकर" ઝાલી શામળીયાની બાંય,
હરિરસ હેતે માણજોરે...જી.

# ભજન ૪૭

સહીયર મળીયો મનખાનો અવતાર,
હરિભજી લ્હાવો લીજીયેરે...જી.
અવસર આવો ન મળે વારંવાર.
હરિરસ હેતે પીજીયેરે...જી.
કરી ને હરિના ભજન કેરો હોમ,
હું પણ હોમી દીજીયેરે...જી.
રોપી રામ નામ રોમે રોમ,
કયારે વાડી કીજીયેરે...જી.
સહીયર કરીને દ્દઢ વિશ્વાસ વાડ,
સત્સંગ પાણી સીંચી એરે...જી.
હિંચકો બાંધી આંબલીયાની ડાળ,
હરિવર સંગે હીંચી એરે...જી.
સહીયર ફૂલ્યો આજ ફુલડાંનો ફાલ,
હરિ માટે હાર ગુંથી એરે.. જી.
થાળમાં લઈને અબીલ ગુલાલ,
પ્રિતમજી ને પુજીએરે જી.
સહીયર બાંધી હરિનામનું તાવીત,
બીજ વાસનાને બાળીએરે...જી.
જેથી જડશે ખોયેલી ચીજ,
ધીર ઘેર ઢોલીઆ ઢાળીએરે...જી.
સહીયર કરી દરપણના જેવી દેહ,

મુખડારે આપણુ દેખીયેરે...જી.
"શંકર" ને લાગ્યો હરિવરશું નેહ,
પરિબ્રહ્મ જ્યોતિ પેખીયેરે...જી.

## ભજન ૪૮

( રાગઃ–મતકર કાયાનો અભિમાન ).

હરિજન આવીયો આ લાગ,
બુઝવો દિલડાની આગ;
શિદને મરો છો દુખી --ટેક--
મેલી ધ્યો મમતાનો ભાગ,
જોઈ લ્યો ફુલડાંનો બાગ,
બેહદ જામીછે ખુબી હરિજન૦
ઉતરો ગેબી ગુફા માંય,
પકડી ગુરૂજીની બાંય,
રમજો હરિથી હુરી,
લઈને અલખ નરનુ નામ,
ઓળખો ઘટ આતમ રામ,
મટશે માયાની છુરી... હરિજન૦
જેણે જાણ્યા આતમરાય,
તે પર ગુરૂજીની છાંય,
ભવની બેડીઓ તુટી.
જેણે તજ્યો ના હુંકાર,
દરિયે ગોથલાં એખાય,

રહુહી છે માયાની બુટી... હરિજન૦
છોડી દયો જુઠી આ જંજાળ'
બાંધો પુણ્ય કેરી પાળ,
જાશો ત્રણુને તરી,
સદગુરૂ દેવ શરણા માંય,
મટી ગઇ "शंकर" ની હાય,
સુરતા શુન્યમાં ઠરી.... હરિજન૦

# ભજન ૪૯

## ( રાહ ઉપરનો )

હરદમ ભજીલે ભગવાન,
પામીશ પદ તું નિરવાણ.
કાયા કાચની ચુડી.
જપીલે સોહં કેરા જાપ,
ત્હારૂં બળી જાશે પાપ,
મૂકીદે મમતા ભુંડી. હરદમ૦
શિદને કરે તું ગુમાન,
મૂરખા બે દિનો મેમાન,
કાલે જાવું છે ઉડી,
દુનિયા મહા જળની માંય,
વિના ગુરૂજીની બાંય,
જાશે નાવડી બુડી. હરદમ૦
જમડા પીસી રહયા છે દાંત,

તું તો સૂઇ રહયો નિરાંત,
જીવડા જાગી જો જરી,
ભરનો શિદ આમે બાથ,
આવે કશું નહિં ત્યાં હાથ,
શિદને વિસાર્યા હરિં. હરદમ૦
ગુરૂગમ કરી ઘટડા માંય,
શોધીલે મહાશૂન્યમાં સાંય,
અદ્ધર ધખાંઇ ધુંણી,
બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવ,
ત્રણુ જણુ સદા કરતા સેવ,
" शंकर " સાંયનો ઋણી. હરદમ૦

## ભજન ૫૦

( રાગ કોઇ મળે આપણો દેશી. )

કોઈ પીઓ શગાબી પ્યાલી, રગ રગમાં સોહં ચાલી,
મ્હારા ભવની ભીડો ટાળી, કોઇ પીઓ........
પ્યાલી પીધી મતવાલી, મ્હને મળી છે દિલદરબારી. કોઇ૦
અદ્દુઇ જંગલે અજબ તમાસા, ઝરણું ગિરીપખાળી ગુરૂ (૨)
કીડીએ ગજને લઈ ચુટલી, હરિયે દેહ તણુાણી. કોઇ૦
પાણીની જન્મી પોપટીએ, વનને નાખ્યું બાળી ગુરૂ (૨)
છોસમૂદર એકી સગાથે પળમાં કીધા ખાલી. કોઇ૦
અલખ નગરમાં આવ્યો જોગી, તપસી નિરાહારી ગુરૂ (૨)
નાના કુંવરો, પરણેલો, જન્મેલ ના ઝટાધારી. કોઇ૦

સર તુનેજુમના સવળાં ચાલે. ગંગા અવળી હાલી ગુરૂ (૨)
સદ્દગુરૂ ચરણે " શંકર" બોલ્યા, તિમીરદીધું અમટાળ. કોઈ૦

# ભજન ૫૧

( રાગ–ઉપરનો. )

કોઈ મન મૃગલાને મારો, આ ક્યાંથી પેધ્યો નઠારો,
મ્હારો ચરાગયો બધો ચારો, કોઇ મન...
એક ખેતરમાં હાલીનેહાલો, નિશદીન ભેગો વાસો ગુરૂ (૨)
હાલી એજણીઆંચાર બચડાં, બચડે કર્યો વધારો, કોઇમન....
એકજ બચડું એવું પાક્યું, હરિયો આખો ડોળ્યો ગુરૂ(૨)
દશદશ ઘોડે બીજુ દોડે, ત્રીજે આસન ખોળ્યો કોઇમન....
ચોથાએ તો ચટપટ ચેતી, હાથ ધર્યા હથિયારો ગુરૂ (૨)
લાખો નરનાં છેદયાં શીશો, દેશ કર્યો વાંઝીયારો, કોઇમન....
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, મન મૃગલો છે નઠારો ગુરૂ(૨)
એમૃગલાને જે નર મારે, તે તરશે સંસારો, કોઈમન...

# ભજન ૫૨

( રાગઃ–ઉપરનો ).

તું શિદને કરે ચતુરાઈ, ત્હારા બાવળી બુડી ગઈ,
આ અધ દરિયાની માહિં, તું શિદને તું૦
ગર્ભવાસમાં કોલ દીધોતો, જનુની ઉદર મહિ સુરખમન(૨)
મમતા રાસી મળીયાં તુંજને, નિષ્ઠા કુખમાં રહી, તું૦
મોતી ચારો છોડી હંસે, વિષ્ટા મુખમાં સહી સુરખમન(૨)

ભજવા છોડી શ્રીહરિ તેં, માયાલ્હેરો લહી, તું૦
સુણવા બેઠો ભોગકથની, કામા કાકે કહી મૂરખમન (૨)
કારજ ખોટાં આદરે કર્યાં, લેખાં દેવાં સહી, તું
ભોગે ભળીયો જોગમળીયો, મદમાં માતો થઇ મૂરખમન(૨)
કાળ ઝપાટો કારમો છે, ભજને જરા હરિ, તું૦
સદગુરૂ ચરણે "શંકર"બોલ્યા ચટપટ લે ચેતી મૂરખ(૨)
હરદમ સોહં જાપ જપીલે, જગ મંતર નેતી તું૦

# ભજન ૫૩

## (રાગઃ—મ્હારૂં ત્હારૂં મેલી દેને).

મરજીવા એને કહીએ, માયા જેણે મારીરે,
બીજા બધાં જાણી લઇએ, શઠ દંભ ધારીરે. —ટેક—
ધન્ય જીવ્યું તેનું ભાઇ, મન જેણે માર્યુંરે,
ધિક જીવ્યું તેનું ભાઇ, મનમ્હોટું ધાર્યુંરે. મરજીવા૦
શિખી બ્રહ્મવિદ્યા જેણે, મટયું ફેરા ફરવુંરે,
કુવિદ્યા શિખીરે જેણે, પડયું ધુંસ ધરવુંરે, મરજીવા૦
મેલ્યું જેણે મ્હારૂં ત્હારૂં, સુખે સોડતાણીરે,
મ્હારૂં ત્હારૂં જેણે માન્યું, નિંદરા ઘેરાણીરે, મરજીવા૦
જગ લ્હેરી જાણી ઝેરી, જડ્યું જ્ઞાન સારૂંરે,
માની જેણે મીઠી લ્હેરી, મળ્યું ભવ બારૂંરે મરજીવા૦
ગુરૂબાંય ઝાલી "શંકર" નાંવે જમ તેડુંરે,
સેવ્યા સેવ્યા જેણે કંકર, ચોરાશીનું ખેડુંરે. મરજીવા૦

—❧—

# ભજન ૫૪

( રાગ–ગણપતિ સેવો સદાય સુખ પાવો. )

સદગુરૂ સેવો અખંડ સુખપાવો વીરા, જડે મુકતિકેરો આરોરે.જી
કુડ કપટને નાખી દયો કુવામાં, ભટકતાને મનને મારો,
મ્હારા અવધૂ, હેતે હરિરસ માણોરે...જી.
હેતે હરિરસ માણો મ્હારા અવધૂ, હેતે હરિરસ માણોરે. જી.
શીલને સંતોષનાં વસ્તર પ્હેરીવીરા, ધણીની માળા ઝાલોરે.જી.
મોજડીઓ પ્હેરી પ્રભુના ડરની,હળવે, હળવે, હાલોમારા અવધૂ...
હુંપણુ હોમી હરિને ભેટો વીરા, થાય ત્હમારો ઉગારોરે.જી.
ભાર બધોરે ભૂધરપર મૂકો,મટીજાય જન્મારો, મ્હારા અવધૂ....
જ્યાં સુધી જગલાગશે સારોવીરા, હરિભજન નહિં પામોરે.જી.
ઝેર સરીખો જગલાગશે જ્યારે,ત્યારે ભજનમાં જામોમ્હારાઅવધૂ...
સદગુરૂ ચરણમાં "શઙ્કર" બોલ્યા, ગુરૂજી પાર ઉતારોરે....જી.
તનમનધન મેં તમનેઅર્પ્યાં,ડુબાડો અગર ઉગારો મ્હારા અવધૂ...

# ભજન ૫૫

જોગ સાધો ત્હમે સારો મ્હારા હરીજન,
જોગ સાધો ત્હમે સારો રે હાં હાં હાં. —ટેક—
ગુરૂપાસેરહીને ધુવો શરીરને, પેટમાં પચાવો પારોરે હાંહાંહાં.
વરતિ ઉપાડી ભોગ ઉપરથી, જોગ ક્રિયામાં ભારો. મ્હારા૦
નિયમપણું ત્હમેરાખો સરવમાં, આહાર ઉંઘ ઘટાડોરે હાંહાંહાં.
ચટપટ ચેતી ગુરૂગમ રાખી, ભ્રમણાઓ ભુંડી મટાડો. મ્હારા૦
ગુરૂવિનાત્હમે પગલું નભરશો, પુસ્તકપર નહિં ફાવોરે હાંહાંહાં.

હાથે કરીને હોરશો ઉપાધિ, કરશો કોના પર દાવો. મ્હારા૦
ભોગવાસના જ્યાં સુધી રહેશે,જોગઘેર નહિં જાશોરે. હાંહાંહાં
ભૂખ વિનાનું ભોજન કેવું, ખાશો તો અકળાશો મ્હારા૦
ઉતાવળતાનો ઘાટ ઓળંગી, ધીરતા ઘેર ઝટ આવોરે.હાંહાંહાં
સદગુરૂ ચરણે "शंकर" બોલ્યા, અલખ પુરૂષને પાવો. મ્હારા૦

# ભજન ૫૬

## ( રાગ- દવ લાગ્યોરે ડુંગરીએ).

સંતો માયાના મારે અમે શિદ ડરીએ,
શિદ ડરીએરે અમે શાને ડરીએ........... સંતો૦
જુઠી જુઠી માયા જગની, જુઠી આ જંજાળોરે (૨)
ઝાંઝવનું જળ જોઇ શિદ ધસીએ. ......... સંતો૦
કામ ક્રોધ લોભ મોહ, માયા કેરા પુત્રોરે (૨)
મારી અમે તેને અમમન કસીએ,........ સંતો૦
વનમાં રહેવું અમારે, વાઘે શિદ ડરીએરે (૨)
ધાણીથી ડરીને અમે ડગ ભરીએ,......... સંતો૦
ગુરૂના ચરણે બોલ્યા, "शङ्कर" બાળોરે (૨)
હરદમ હવે અમે હરી સ્મરીએ........... સંતો૦

# ભજન ૫૭

## ( રાહ—ઉપરનો )

ભક્તિ અમૃત મૂકી અમે શીદ ભમીએ,
શિદ ભમીએરે અમે શીદ ભમીએ...... ભક્તિ

દધને કટોરો છોડી, ઝેરનવ ઘોળીએરે (૨)
પરસ્યાં ભોજન શીદ ભૂખે મરીએ ......ભક્તિ૦
આંબા કેરી છાંય છોડી, બાવળ નહોરીએરે (૨)
પથારી મૂકીને શીદ ભોંય પડીએ......... ભક્તિ૦
ચેતનને છોડી અમે જડને ન પુજીએરે (૨)
ક્ષમા શસ્ત્ર છોડી શિદ લોઢું લીજીએ....ભક્તિ૦
ગુરૂજીના ચરણે બેઠા "શંકર" બાળોરે (૨)
હરિરસ ઘોળી ઘોળી અમે પીજીએ. ...... ભક્તિ૦

## ભજન ૫૮

( રાગ-જુનું રે થયું રે દેવળ )

દિવડો બળેરે મ્હારો દિવડો બળે, સંતો ઉંડીરે ગુફામાં,
મ્હારો દિવડો બળે. —ટેક—

ગુરૂગમ કરી જૂવો માંયલા મંદીરીયેરે (૨)
જનમ મરણનો ફેરો સ્હેજે ટળે ... ..... સંતો૦
લાખ લાખ ચંદા ચમકે, કોટી કોટી ભાનુરે (૨)
તોયે મ્હારા દીવડા તોલે કદીના મળે. સંતો૦
ઝરમર ઝરમર ટપકે મોતીનુરે મેહુલોરે (૨)
નીત નીત મ્હારી સૂરતા ન્હાવા પળે.......સંતો૦
સદગુરૂ ચરણે બોલ્યા "શંકર" બાળોરે (૨)
ગુરૂ વિના આનો પત્તો કદી ના મળે...... સંતો૦



## ભજન ૫૯

( રાગ—ઉપરનો ).

કહીના સરેરે કારજ કદી નાસરે, સંતો સદગુરૂ વિના,
કારજ કદીના સરે. —ટેક—

ધન્ય ધન્ય સોઇ નરને સાચા ગુરૂ મળીયાંરે (૨)
ઉંડારે દરિયે નૂગરા ડુબીને મરે, સંતો. સદગુરૂ....
ભવપાર જાવું ભાઈ નથી કાંઈ સ્હેલુંરે (૨)
ગુરૂજી મળેતો સ્હેજે દરિયો તરે, સંતો. સદગુર...
દેહકેરો ભેદ સાધુ સુગરાઓ જાણેરે (૨)
નુગરા નફ્ફટ નર નરકે ઠરે, સંતો સદગુરૂ....
સદગુરૂ ચરણે બોલ્યા "શંકર" બાળોરે (૨)
ગુરૂના મૂખેથી મોંઘાં મોતી ઝરે, સંતો. સદગુરૂ....

## ભજન ૬૦

( રાગઃ—લખીયા નહીંરે મટે ).

નહિંરે મળે ફરી આનહિં તો રુળે, મ્હારા સાધુ,
હોજીરે મનખો ફરી નહિં મળે.—ટેક—

કંકર તજી લીધો મોતીડા, કચરે ઘંટી તળે,
સમર્યા નહિં તેતો શ્રીહરિ, કયાંથી મુક્તિ મળે
મ્હારા સાધુ૦

જર જુવાની ને જોરૂમાં, માતો થઈને ફરે,
અંધ બન્યો માયા જાળમાં, કોઇના થકી નાડરે.
મ્હારા સાધુ૦

જશ લેવા જગમાં જીવતું, પૂરા પ્રપંચો કરે,
મરણ પછી મળશે જુતીયાં, સમજી જાને જરે,
મ્હારા સાધુ૦
કારજ ખોટાં કર્યાં આદરે, લેખાં દેવાં પડે,
"શંકર" કહે સમરે શ્રીહરિ, મુગતિ પગમાં જડે,
મ્હારા સાધુ૦

## ભજન ૬૧

(રાગ-હમતો સરભંગીહૈરે).

હમતો જુના જતી હૈરે, દિવાના હોકર ફરીયેરે. જી૦
ગુરૂગમકી હમ ઝાજ બનાકર, તીન ગુનસાગર તરીયે રે ભાઇ
હરદમ હમતો હરકું સમરે, ધ્યાન ધણીકો ધરીયે હમતો૦
શબ્દ બ્રહ્મસેં સૂરતા સાંધી, ઓર ઉપધિ હરી એરે ભાઇ
ગંગારે જુમના સરજુમેં ન્હાવે,તરવેણી તીરઠરીએ હમતો૦
સ્નાન અખંડા કરકે સાધુ, સહજ સમાધિ કરીએરે ભાઇ.
પાંચ તત્વો મીલે નહિં જ્યાં, વાં જાકર હમ ઠરીએ હમતો
શીવમેં જીવકું મીલાકર હમલો, મરને પ્હેલા મરીએરે ભાઇ,
સદગુરૂ ચરણે "શંકર" અબતો,ઘેલા ઘેલા ફરીએ હમતો.

## ભજન ૬૨

( રાગ ખલકો ખુબ બનાયો )

જ્ઞાન અસલ બનાયો મેરે સતગુરૂ,
જ્ઞાન અસલ બનાયો. ટેક૦

એકહી સોના, એકહી ખાને, ઘાટ ઘડત હજારો. જી.
એક તરૂવર એકહી થડીયાં, ડાલીકો વા નહિં શુમારો.
મેરે સતગુરૂ.

ગોપી અનેક હે ગોકુલ ગામે, એકહી કાન અટારો જી.
એક ગુરૂકું દો હે ચેલા, એક સારો એક નઠારો.
મેરે સતગુરૂ.

પાંચ પચીસકો દેહ બનાયો, કચ્ચી મટ્ટીસેં ગડાયો જી
વાલમ મેરા વામેં બસતહે, વાકો મેં ભેદ અબ પાયો,
મેરે સતગુરૂ.

જ્ઞાનકી બાતોં કરત હજારોં, કુત્તા ભસતા ભેંકારો. જી.
બાતોંમેં શંકર કહુ નાતું પાવે, ખોજ્યાસેં દેખે દેદારો,

## ભજન. ૬૩

### ( રાહ ઉપરનો )

મોરલી કામણગારી મેરે સતગુરૂ,
મોરલી કામણગારી. જી—ટેક—
દિલકા ડુંગરીયે બંસી બજાવે, બાલાભોલા બ્રહ્મચારી. જી
રાગ અનેક વો વેંણુંમેં ગાવે, વિંધી નાખી બાણ મારી.
મેરે સતગુરૂ૦

કાલજા ભીતર લાગી કટારી, ટુકડા હૂવારે હજારી. જી
પાષાણ દિલ હૂવા જલ જૈસા, દુનિયા લગી અબ ખારી.
મેરે સતગુરૂ૦

જહાં દેખુ તહાં શ્યામજ ભાસે, પ્રેમકી ચ્હડ઼ હે ખુમારી જી

સુરતા ઠરી અબ શ્યામ ચરનમેં, મેંતો હું બાલકુમારી
મેરે સતગુરૂ૦
યેહી પ્રતાપ સબ સદગુરૂકા, શ્યામસેં પ્રિત જુડાઈ, જી
ગુરૂ સેવામેં મસ્તહૈ "શંકર" ખુલ્લી હૂઈ બ્રહ્મ બારી,
મેરે સતગુરૂ૦

## ભજન ૬૪

( રાગ—જતુબાઈના ભજનનો. )

પરદેશી સંગે વાતો ન્હોય હો નાથજીરે,
દેશી મળેતો મ્હારા દલડાને ઠારેરે.—ટેક—
દરિયાની લ્હેરો દરિયા માછલીઓ જાણેરે,
વનકેરા મૃગલા શું જાણે હો નાથજીરે. દેશી૦.
શુન્યની લ્હેરો સંત વીરલાજ માણેરે,
મોઢા બોલા તો બોલી જાણે હો નાથજીરે. દેશી૦
માંયલા મંદીરીયામાં જગહળ જયોત્યોરે,,
દેશી મળે તો દેખાડે હો નાથજીરે. દેશી૦
જીવને શીવ બેઉ એકજ અંતેરે,
સત મળે તો સમજાવે હો નાથજીરે દેશી૦
હુંપદને છોડે તેજ હરિપદને પામેરે,
હુંપદીયા હોલા ગોથાં ખાયે હો નાથજીરે. દેશી૦
સદગુરૂ ચરણે દાસ "શંકર" બોલ્યારે,
દેશી મળે તો દુઃખ જાયે હો નાથજીરે. દેશી૦



## ભજન ૬૫

( રાગ—ઉપરનો ).

માનો માનોરે કહું છું સાચું, હો નાથજીરે,
કુસંગ થકી ઉલટા ઉપાધે થાયેરે. —ટેક—
ઉજળાં દિસેરે વ્હાલા, ઇન્દરવાયણાંરે,
ખાધે તો કડવાં ઝેર હોયે હો નાથજીરે. કુસંગ૦
હંસના જેવા વ્હાલા, બગલા રૂપાળારે,
પણ એતો માછલીઓ ખાયે હો નાથજીરે. કુસંગ૦
અગનિના સંગે લોઢું ટીપાઇ મરતુંરે,
પારસના સંગે કંચન થાયે, હો નાથજીરે. કુસંગ૦
દરિયો તરવોરે વ્હાલા, દોહયલો ઘણો છેરે,
મરજીવા પેલીપારે જાયે હો નાથજીરે. કુસંગ૦
સદગુરૂ ચરણે દાસ "શંકર" બોલ્યારે,
સંત મળે તો સુખ થાયે હો નાથજીરે. કુસંગ૦

## ભજન ૬૬

[ રાગ—જરા તમ દેખોને લોકોરે. ]

ભલા કોઈ જ્ઞાની આવોરે, ભજનકા ભેદ બતાવોજી.
દલ દરિયામેં હમને દેખા, મેંડક દવમેં ન્હાય,
અધર બિચારા ક્યા કરે, જબ જલમેં ભાગી લ્હાય. ભલા૦
અજબ તમાસા હમને દેખા, મછીયાં બગકું ખાય,
બાદલ બિન વાં મેહૂલા વરસે, ઘટ ગંગા ઉભરાય ભલા૦
પાલ બિના એક સરોવર ભરીયા, હંસા આકર ન્હાય,

આંખ બિનાના ભમરા ઉડે, જીભ બિન ગાના ગાય. ભલા૦
કહત બાળ " શંકર " મસ્તાના, ઉલટા ભેદ જણાય,
પહી ભેદ કોઈ વીરલા બુઝે, ગાફિલ ગોથાં ખાય. ભલા૦

# ભજન ૬૭

## ( રા ઉપરનો )

સમજ મન સાગર સમસંસાર ઉતરવું દોહયલું પેલીપાર.
સત નૌકામાં જે નર બેસે, સ્હેજે એ તરી જાય
લોભ લાલચમાં જે નર લપસ્યા, તે નર ખત્તા ખાય.
સમજ૦
માત પિતા સૂત સ્રીમાં મોહયો, ભૂલ્યો તું ત્હારૂં ભાન;
આખર નથી કોઈ ત્હારૂં જીવડલા, શિદને કરે છે ગુમાન.
સમજ૦
લખમી જોઈ શિદ લોભાયો, ફરતો થઇ મસ્તાન;
બાગ બગીચાને મ્હેલ ઝરૂખા, આખર ફના મેદાન.
સમજ૦
વાતોમાં દા'ડા નવ વળશે, મળશે નહિં સતજ્ઞાન,
સદગુરૂ ચરણે "શંકર" બોલ્યા, ભજી લે તું ભગવાન.
સમજ૦

# ભજન ૬૮

## ( મ્હને એકલડી મૂકી મત જાજોરે. )

તમે અવળા મારગડે મત જાજોરે, વણઝારા જીરે,
ખાશો ખાશો જમડા કેરો મારરે સોદાગર હંસા....જી.

જીવપદ મૂકી શિવપદ ઝાલોરે વણઝારાજીરે,
જેથી જનમ મરણ મટી જાયરે, સોદાગર હંસા....જી.
જુઠા જુઠા જગતકેરા રંગરે વણઝારાજીરે,
તેને ઉડતાં ન લાગે કંઈ વારરે સોદાગર હંસા....જી.
સાચું સાચું સાહેબકેરૂં નામરે વણઝારાજીરે;
જુઠો જુઠો કુટુંબ પરિવારરે સોદાગર હંસા....જી
આતો મહાજળ ભરીયો સંસારરે વણઝારાજીરે;
કોક વીરલાજ જાય પેલી પારરે સોદાગર હંસા....જી.
દાસ "શંકર" ની એવી એક વિનતી, વણઝારાજીરે,
ત્હમે ભાવે ભજીલ્યો ભગવાનરે સોદાગર હંસા....જી.

## ભજન ૬૯

( રાગ—ઉપરનો ).

ત્હમે અવળાં કારજ ખૂબ આદર્યાં, વણઝારાજીરે;
હવે કયમ કરી ઉતરો પારરે, સોદાગર હંસા...જી.
ધન અવળા મારગડે ખુબ વાપર્યું, વણઝારાજીરે;
ત્હમે દીધાં ન ગરીબોને દાનરે સોદાગર હંસા...જી.
સેવ્યા સેવ્યા ન સાચા કોઈ સંતરે વણઝારાજીરે;
ક્યાંથી મળે મહાપદ નિરવાણરે સોદાગર હંસા...જી.
ત્હમે તિરથ મેળા કર્યા ખુબરે વણઝારાજીરે;
ત્હોયે તજ્યો ન મનકેરો મેલરે સોદાગર હંસા...જી.
તન તાવે ન મટે મહાદુઃખરે, વણઝારાજીરે,
મન મારે મળેરે ભગવાનરે સોદાગર હંસા.... જી.

દાસ "શંકર" ની એવી એક વિનંતી. વણઝારાજીરે,
પ્રભુ ભજે પીડાઓ બધી જાયરે સોદાગર હંસા....જી.

# ભજન ૭૦

મ્હારાં હરિજન હીરલાં આવોરે....ઓ......વરઘેલાં૦
મ્હને પ્રેમનો પ્યાલો પાવોરે...ઓ......વરઘેલાં૦
મમ નાથ ત્રિવેણી તટમાં,
જ્યાં નૂર ઝરે ઝટપટમાં,
જોઈ લેજો સંતો ઘટમાંરે ઓ....વરઘેલાં....મ્હારાં૦
લખ ભાનું શકે ન પ્રકાશી,
ઇન્દુ તારાની શું આશી,
બસ વાતો કહું છું ખાશીરે ઓ...વરઘેલાં....મ્હારાં૦
જ્યાં વાડ નથી યા વેલો,
જ્યાં ગુરૂ નથી યા ચેલો,
ત્યાં પિયુ વસેલ એકેલોરે. ઓ....વરઘેલાં....મ્હારાં૦
શું પ્રેમનો દરિયો રેલ્યો,
જ્યાં જીગરથી ઝીલે પેલો,
મસ્તાનો "શંકર" ઘેલો રે ઓ....વરઘેલાં....મ્હારાં૦

# ભજન ૭૧

ધન્ય ગુરૂ દેવારે, ધન્ય મીઠા મેવારે, સેવા થકીરે સુખ પાયાજી,
મધરે દરિયામાંથી ડુબતાં ઉગાર્યારે, મુગતિના મારગ બતાયાજી
અજ્ઞાનતા કેરી ઉંઘ ઉડાડીને જ્ઞાન ગંગામાં ઝીલાયા જી.
મૃગજળ તૃષ્ણાનો ત્યાગ કરાવીને, પ્રેમના પ્યાલા પીલાયાજી

કરૂણા કરીરે મ્હારી ભ્રમણીઓ ભાગીને, ભગતિના ભેદબતાયાજી
જીવ ઈશ્વર કેરો ઝગડો મટાડયોને, સત અસત સમજાયાજી.
વિવેક વિચારનાં વાણેરાં વાયાંને, સોહમની ધૂન લગાયાજી,
સદગુરૂ ચરણે દાસ "શંकर" બોલ્યારે, આતમ જયોત જગાયાજી.

## ભજન ૭૨

### ફતેહસિંગ ભગતનું.

પરથમ સમરૂં સદગુરૂ દેવારે,
જ્ઞાન ઘણેરૂં બતાયું ગુરૂજી, હરદમ અલખ જપાઇ
હે જી. જી. જી.
પ્રેમે પુજું હુતો પરભુજી તમને, ગુરૂ (૨)
હરખ ઘણેરો પાઈ ગુરૂજી, હરદમ અલખ જપાઈ
હે જી. જી. જી.
તનમન ધનમેં તમને અરપ્યાં, ગુરૂ (૨)
સતના સાગરીયામાં ન્હાઈ ગુરૂજી હરદમ અલખ જપાઈ
હે જી. જી. જી.
રૂદીયામાં સ્થાપીને ગુરૂ ગમ આપી ભાઈ (૨)
અમીરસની પ્યાલી પાઇ ગુરૂજી, હરદમ અલખ જપાઈ
હે જી. જી. જી.
પાવન થયાંરે મ્હારા ઘરનાં બારણીયાં ભાઈ (૨)
અમુલખ હીરલો કમાઇ ગુરૂજી, હરદમ અલખ જપાઇ
હે જી: જી. જી.

હુવાઇ ફરેરે ગુરૂ "શંકર" કેરા ભાઇ (૨)
ગાવે ફતેસંગ ભાઇ, ગુરૂજી, હરદમ અલખ જપાઇ
હે જી. જી. જી.

# ભજન ૭૩

## [ દાસ "પ્રેમી" ]

( રાગઃ જતુ બાઇના ભજનનો ).

આવો આવોરે વાતો કરીએ હોજીરે સંતો,
સાચા ગુરૂને સેવે સદગતિ થાયેરે. —ટેક—
ગુરૂના ગુંણ અમે ભાવેથી ગાશુંરે,
ભવની ભીડો જેથી ભાગે હોજીરે સંતો. સાચા.
અમને અમારા ગુરૂએ જ્ઞાન બતાવ્યુંરે,
'દેવ વસ્યારે દલડા માંય' હોજીરે સંતો. સાચા.
તલમાં તેલ જેમ કાષ્ટમાં અગનિરે,
કસ્તુરી મૃગ ડુંટી માંય હોજીરે સંતો. સાચા.
તેમ વ્હાલીડો મ્હારો સહુના ઘટમાંરે,
શોધો તો સુખ બહુ થાય હોજીરે સંતો. સાચા.
"શંકર" ગુરૂજીએ સાન બતાઈરે,
દાસ 'પ્રેમી' આ ગુંણ ગાય હોજીરે સંતો. સાચા.

# ભજન ૭૪

( રાગ—ઉપરનો ).

સદગુરૂ હૈયા કેરા હાર હોજીરે સંતો
ગુરૂ વિનારે કોણ ભવસાગર તારેરે. —ટેક—

અમને અમારા ગુરૂએ દરશન દીધાંરે,
સઘળાં કારજડાં સુધરીયાં હોજીરે સંતો. ગુરૂ.
શબદ કટારી મારી સમજણુ આપીરે,
ભાવ ધરીને રૂદીયે સ્થાપી હોજીરે સંતો. ગુરૂ.
સદગુરૂ ચરણે મ્હારી લગની લાગીરે,
ભવના ભીડો આજ ભાગી હોજીરે ગુરૂ.
વારિ વારિ રે ગુરૂ "શંકર" તમનેરે,
દાસ 'પ્રેમી' એ ગુંણું ગાયા હો જીરે સંતો. ગુરૂ.

## ભજન ૭૫

( રાગ—મીરાંને પૂર્વ જનમની છે પ્રિતરે )

હરદમ હરિને ભજવામાં ઘણી પ્રિતરે,
મેં તો ગુરૂના ચરણોમાં જોડયું ચિત્તરે,
સાચા અવધૂ મળીયા.

સાખી

સદગુરૂના મંદીર જઇ, ગાતી ગુંણનાં ગાન,
સૂરતા ભળી ગુરૂ શબ્દમાં,પ્રગટયું,પ્રગટયું મોઘેરૂં મનમાં જ્ઞાનરે
સાચા અવધૂ મળીયા ........હરદમ.

સાખી

તન મન ધન સૌ હોમીયાં, ગુરૂ ચરણ મોઝાર,
સેવામાં નિશદીન રહી,હરદમ ભજતી હું ભાવે જુગદાધારરે,
સાચા અવધૂ મળીયા. ...... હરદમ.

સાખી

કંચન સમ કાયા બની, જયમ લોહ પારસ સંગ,

. કાટ ધોવાયો દલતણો, ઉતર્યો, ઉતર્યો, વિષય કેરો રંગરે;
સાચા અવધૂ મળીયા. ...... હરદમ.
"શંકર" ગુરૂને સેવતાં, "પ્રેમી" થયો પાવન,
ભ્રમણાઓ મનની મટી, મ્હારા ઉરમાં ઉડી રહયો આનંદરે,
સાચા અવધૂ મળીયા. ...... હરદમ.

## ભજન ૭૬

( સહીયર મળ્યોરે નુગરાંનો અવતાર, એ રાગ )

સહીયર મળીયો મોંઘેરો અવતાર,લ્હાવોરે આપણુ લીજીયેરેજી,
મનખો મળશે ન વારંવાર, સત્કર્મ કાંક કીજીયેરેજી.
સહીયર પંથ અઘરોને જાવું દૂર, લુંટારા બહુ ત્યાં વસેરેજી,
વળી અગણિત વસે છે અસૂર, જોબન ત્હારૂં લુંટશેરેજી.
સહીયર હરદમ ગુરૂને સંભાર, જાવું છે અગમ દેશમાંરેજી,
નહિંતર ખાશો જમડા કેરો માર, પડશોરે ઉંડી ખાડમાંરેજી
સહીયર સપના સમોરે સંસાર, અસાર કરી માનજોરેજી,
જુઠો જુઠો કુટુંબ પરિવાર, વિવેક જરી રાખજોરેજી.
સહીયર સમજો તો બહૂ સુખ થાય, સાચુંરે દલમાં ધારજોરેજી
"શંકર" ચરણે દાસ "પ્રેમી" ગાય, ગુરૂજી અમને તારજોરેજી



# પુષ્પ વાટિકા.

( રાગ–દોહરા. )

પ્રથમ નમું ગુરૂ દેવને, પછી નમું પરમેશ;
સાફદિલે સેવું સદા, પામું સદ ઉપદેશ. ૧
ગુરૂથી મ્હોટું કો' નહિં, મ્હોટા શ્રી ગુરૂદેવ;
મોક્ષ મળે જેને પુજે, તેની ચુકું ન સેવ. ૨
હરદમ રટું ગુરૂદેવને, ગુરૂ મુંજ મનના પ્રાણ;
માયા–નહિં મુંજ દેશમાં, ગુરૂની ફરતી આણ. ૩
મ્હેર થતાં ગુરૂ દેવની, મળે મોક્ષનો પંથ;
કંથ મળે પળમાં સખી, પમાય, સુખ અનંત. ૪
સોંપ્યું સહુ ગુરૂદેવને, તન, મન, ધન, સંભાળ;
"શંકર" નવરો થઇ ગયો, મટી ગઇ જુઠ જંજાળ. ૫



## જ્ઞાન પ્રકાશ

લીધી ફકીરી શોખથી, નાહ્યા નિરમળ નીર,
છોડ દીધી પર આશને, "શંકર" મસ્ત ફકીર. ૧

× × × × × × × ×

સાચી ગુરૂગમ મેળવી, હુંપણુનો કર હોમ;
"શંકર' મુક્તિ તો મળે, 'રામ' રમે જો રોમ. ૨

   

"શંકર" ત્હારા સોબતી, સ્વારથના સરદાર;
નિઃસ્વાર્થી એકજ ગુરૂ દીધું જ્ઞાન અપાર. ૩

× × × × × × × ×

"શંકર" ફાસી લાકડે, હસદું જોને લોક;
દોરી તૂટી ગુરૂ મ્હેરથી સૌને મૂકી પોક. ૪



"શંકર" ત્હારી બાગમાં, ભાત ભાતનાં ફુલ;
ભોગી ભમરા ભોગવે, જોગે જે મશગુલ. ૫

× + × × × × × ×

"શંકર" શ્રીહરિ આશરે, કદી ન આવેકાળ;
જખમારે દુનિયા બધી, હરિવર જો રખવાળ. ૬



ઉલટી સુખમણ ઝીલવું, નહિં કાયરનું કામ;
"શંકર" સંતને સેવવા, મરજીવાની હામ. ૭

× × × × × × × ×

ભોગી જોગી નવ બને, લેજો ઉરમાં વાત;
"શંકર" સમજી સાનમાં, છોડો સહુ ઉતપાત. ૮



ડૂબતો ડૂબાડે બીજો, તરતો ઝાલે હાથ,
"શંકર" જો સદ્દગુરૂ કૃપા, મળે નિરંજન નાથ. ૯

× × × × × × × +

ધન્ય, ધન્ય, તેની કુખને, જનમ્યો સંત સપૂત,
"શંકર" માતા મ્હેરથી, બન્યો પૂરો અવધૂત. ૧૦

   

અંતર્મૂખ સુરતા થતાં, ઉઘડે દશમું દ્વાર;
"શંકર" સદગુરૂ સેવતાં, ઉતરે નર ભવપાર. ૧૧

× × × × × × ×

"શંકર" શ્રીહરિ સેવવા, છોડો કામ-તમામ;
માન મૂકી દયો દેહનું, ત્યારે થાશે કામ. ૧૨

   

પાંચ ભૂતોનું પુતળું, એમાં શાનો મોહ;
મળ મૂતરથી એ ભર્યું, "શંકર" છોડો ચોહ. ૧૩

× ÷ × ÷ × × × ×

દલ દરિયામાં દિવડો, જળહળ જોને થાય;
"શંકર" સોડહમ્ બોલજે, ઠરશે દિલની હહાય. ૧૪

   

"શંકર" સદગુરૂ મ્હેરથી, ધર્યો ધનુષને બાણ,
રિપુરણમાં રોળીયા, વાળ્યો કચર ઘાણ. ૧૫

× × × × × × × ×

"શંકર" શ્રીહરિ છોડીને, પશુપણ છૂટો ન થાય;
આઠે પ્હોર હજુરમાં, છટા પડે જીવ જાય. ૧૬

   

"શંકર" ને શૉકયો ઘણી, શૅાકયે વાળ્યો દાટ;
શોકયોના ત્રાસે કરી, જઇ તરવેણી ઘાટ. ૧૭

× × × × × × × ×

ભ્રાંતિ ભર્યા ભકતો મહિં, ઝગડા ચાલે ખૂબ;
"શંકર" છેટો રહી જુવે, મનમાં થઈ તાજુબ. ૧૮

   

વાત કરે વેદાંતની, તજે, ન મનનો મેલ;
"શંકર" એવો સેવતાં, સુધરે કયાંથી ખેલ. ૧૯

× × × × × × × ×

નિજપદમાં સુરતાઠરી, કશુ ન રહી મન ભ્રાંત;
"શંકર" સતને શોધતાં. ત્રિવિધ પીડ થઈ શાંત. ૨૦

   

સદા રહે આનંદમાં, જેથી દુઃખી ન કોઇ;
"શંકર" એવા સંતને, સેવ્યાથી સુખ હોય. ૨૧

× × × × × × × ×

"શંકર" જગને જોઇને, મીચી નાખી આંખ;
ઘટના ગગને જઈ ઠર્યો, ગુરૂગમ ઝાલી પાંખ. ૨૨

   

હું પણુથી હરિ વેગળા, હું પણ ટાળે પાસ;
"શંકર" શ્રીહરિ સોડમાં, રહી ન કો'ની આશ. ૨૩

× × × × × × × ×

ધરપત ધણીના નામમાં નહિં મેવાનો માંય;
સુખ સાગર છે શ્રીહરિ, "शंकर" સંત જ્યાં ન્હાય. ૨૪

    

"शंकर" "शंकर" શું કરો, "शंकर" છોટા બાળ,
પુર્ણ પ્રેમ સાગર ઝીલો, પોતે "शंकर" બાળ. ૨૫

શાંતિઃ શાંતિઃ શાંતિઃ



ॐ गुरु सत्

શ્રીમાન ઔદાર્ય શિરોમણિ વૈદરાજ.
દયાશંકર ગણુપતરામ રાવળ.

મુ. ખેરવા, તા. મહેસાણા.
( હાલઃ મુંબાઈ. )
તા. ૧-૬-૨૭.



# આશ્રયદાતાને અભ્યર્થના.

ગઝલ.

અયે ઔદાર્યના અબધિ, અગર દાના, દિવાના હું;
જીગરને ઝુરતું ઠાર્યું, દયા સાગર, દયાશંકર.
ઠરી મુજ ચશ્મની કંકી, નિહાળી પ્રેમ મૂર્તિને;
સફળ આશા થઈ મ્હારી, નિહાળી પ્રેમ મૂર્તિને.
બળી સમ દાન દેવામાં,
હૃદયમેં આપનું જોયું;
અયે ખુદ પ્રેમની મૂર્તિ, દયા સાગર દયાશંકર.
દિનોની અર્જ સુંણીને, જીવનદાનો બહુ દીધાં;
પરાર્થે પ્રાણ અર્પીને, ઘણાં કામો ત્હમે કીધાં.
ગવાતાં કીર્તિનાં ગાનો,
સુણું જ્યાં જ્યાં જઉં હું ત્યાં;
સુજનતા સંતના જેવી, જહાં સારી પુકારે છે.
મદદ જે આપી છે આપે, અરે પુસ્તક છપાવામાં,
અગર આશા ભવિષ્ય માટે, અરે પુસ્તક છપાવામાં;
નથી સાધન કશું પાસે, અહા કૃતકૃત્ય થાવાને,
મગર આભારી તે માટે, સદા "શંકર" ત્હમારો છે.



# અંતરા શિષ.



## ગજલ.

" આશિષ છે અંતર તણી, સુખ સંતતિનું પામજો.
દૈવી જીવન રહેજો સદા, સત્કીર્તિ જગમાં જામજો.
× × × × × × × ×
શ્રીજગત સ્વામી આપનાં, વિઘ્નો સદા વિદારજો."
" શંકર " હૃદયને કો'દિને, જો યોગ્ય તો સંભારજો.

લી, સ્નેહોદાધના તરંગે,
મલપતો " શંકર "

ઊનાવા, [ ઓરાંદાતાર. ]



## "દેહાર દીપ" ની છપામણી ખર્ચમાં મદદગાર થનાર મહાશયોના નામની મુબારકબાદીઃ-

ગામ ઊનાવા.

| | | |
|---|---|---|
| રા. રા. | રાવળ નટવરલાલ હરનારાયણ. | ૫-૦-૦ |
| ,, | વેદરાજ મોહનલાલ પ્રભુરામ. | ૨-૦-૦ |
| ,, | રાવળ નરોતમ મુળશંકર. | ૫-૦-૦ |
| ,, | વકીલ માણેકલાલ મોહનલાલ. | ૨-૦-૦ |
| ,, | રાવળ રવિશંકર ગીરજાશંકર. | ૧-૪-૦ |
| ,, | ,, શીવશંકર જીભાઈ. | ૨-૦-૦ |
| ,, | ,, પ્રેમશંકર ભાઇશંકર | ૩-૦-૦ |
| ,, | પટેલ હરગોવન પુરૂષોત્તમદાસ. | ૧-૦-૦ |
| ,, | ,, ગોવિંદજી જોરદાસ. | ૧-૦-૦ |
| ,, | ,, નારાયણ માધેવદાસ | ૧-૦-૦ |
| ,, | ,, બનાભાઈ ઉમેદદાસ | ૧-૦-૦ |
| ,, | ચોધરી કુલજી રામજી | ૩-૦-૦ |
| ,, | ચોધરી ફતેસંગ અટારસિંહ. | ૩-૦-૦ |
| ,, | ,, વેલજી રામજી. | ૩-૦-૦ |
| ,, | ,, ભાથી રણછોડ. | ૩-૦-૦ |
| ,, | ,, વેલજી નાથુ. | ૩-૦-૦ |
| ,, | ,, વિરસંગ સાંકળા. | ૩-૦-૦ |
| ,, | ,, શીવા દલસંગ. | ૩-૦-૦ |
| ,, | ,, માધા જેઠા. | ૩-૦-૦ |
| ,, | ,, ડુંગર અમરા. | ૩-૦-૦ |

| | | |
|---|---|---|
| ,, | ,, અભેરાજ કાનજી. | ૪—૦—૦ |
| ,, | કુંભાર લખુ તળશી. | ૩—૦—૦ |
| ,, | ,, ડુંગર જુગા. | ૧—૦—૦ |
| ,, | ,, જેઠા માંના. | ૨—૦—૦ |
| ,, | સ્વામી જીવાપરી ભુદરપરી. | ૩—૦—૦ |
| ,, | રાવળ છોટાલાલ ગોપાળજી | ૧—૦—૦ |
| ,, | માસ્તર શીવાભાઇ ભોળીદાસ. | ૧—૦—૦ |
| ,, | ,, કાળીદાસ ઘેલાભાઈ. | ૧—૦—૦ |
| ,, | ,, શીવાભાઇ રામચંદ. | ૧—૦—૦ |
| ,, | ઠાકોર રાધુજી બાલાજી. | ૬—૦—૦ |

## ગામ—માતપુર.

| | | |
|---|---|---|
| ,, | પંચોળી ઉમીયાશંકર ભાઇશંકર. | ૨—૦—૦ |
| ,, | ,, મણીલાલ વીઠલદાસ. | ૧—૦—૦ |
| ,, | પટેલ માધા બાળચંદ. | ૩—૦—૦ |
| ,, | ,, પ્રભુવા વીરચંદ. | ૧—૦—૦ |
| ,, | ,, ખોડીદાસ ત્રીકમદાસ. | ૨—૦—૦ |
| ,, | કુંભાર શીવાભાઇ કાળીદાસ. | ૧—૦—૦ |
| ,, | પટેલ મોહનભાઇ રણછોડ. | ૧—૦—૦ |

## ગામ—સિદ્ધપુર.

| | | |
|---|---|---|
| ,, | દવે ચીમનલાલ મણીલાલ. | ૫—૦—૦ |
| ,, | ઠકર દશરથલાલ જેઠાલાલ. | ૨—૦—૦ |
| ,, | ,, ગોવિંદ બાળાશંકર. | ૨—૦—૦ |
| ,, | આચાર્ય ઇશ્વરલાલ પ્રભાશંકર. | ૨—૦—૦ |

| | | |
|---|---|---|
| ,, | રંગરેજ ગુલામહુસેન ફજલભાઈ. | ૨-૦-૦ |

### ગામ-ગેરીતા.

| | | |
|---|---|---|
| ,, | જાની ચંદુલાલ ગોરધનદાસ. | ૫-૦-૦ |

### ગામ-વસઇ.

| | | |
|---|---|---|
| ,, | પંચોળી ચિમાભાનું આત્મારામ. | ૨-૦-૦ |

### ગામ-ઉંઝા.

| | | |
|---|---|---|
| ,, | હરિશંકર દેવશંકર. આચાર્ય | ૨-૮-૦ |

### ગામ-એન્દ્રોપ.

| | | |
|---|---|---|
| ,, | પટેલ લવજીભાઇ ગણેશજી. | ૭-૦-૦ |
| ,, | સુથાર ભીખાભાઈ રણછોડ. | ૫-૦-૦ |
| ,, | ,, મોહનભાઇ વનમાળીદાસ. | ૫-૦-૦ |

### ગામ-લણવા.

| | | |
|---|---|---|
| ,, | રાવળ દયાશંકર વૈકુંઠરામ. | ૫-૦-૦ |

### ગામ-કલોલ.

| | | |
|---|---|---|
| ,, | માસ્તર વશરામ સોમનાથ. | ૫-૦-૦ |
| ,, | શીવાભાઈ મોતીરામ. | ૫-૦-૦ |
| ,, | પટેલ છનાભાઇ મથુરદાસ. | ૩-૦-૦ |
| ,, | ,, શંભુદાસ મગનદાસ. | ૧-૦-૦ |
| ,, | બ્રહ્મભટ્ટ હઠીસંગ કાનજી. | ૧-૦-૦ |
| ,, | મીસ્ત્રી અંબારામ મુળજી. | ૧-૦-૦ |
| ,, | માસ્તર શંકરલાલ શાંવલાલ, | ૧-૦-૦ |
| ,, | દરજી નાથાલાલ છગનલાલ, | ૧-૦-૦ |
| ,, | ,, ખોડીદાસ ડુંગરજી, | ૧-૦-૦ |

| | | |
|---|---|---|
| ,, | મીસ્ટર. આર. વી. ઓક. | ૧—૦—૦ |
| ,, | વીઠલદાસ છગનલાલ. | ૧—૦—૦ |
| ,, | જુગલદાસ રૂગનાથજી. | ૧—૦—૦ |
| ,, | દધાચા દલપતરામ વિરમજી. | ૧—૦—૦ |
| ,, | માસ્તર લક્ષ્મણ સોમનાથ. | ૧—૦—૦ |
| ,, | નાથાલાલ સેંધાભાઈ. | ૧—૦—૦ |

## ગામ—પામોલ.

| | | |
|---|---|---|
| ,, | માધાજી કચરાજી. | ૧—૦—૦ |
| ,, | લવજી ફૂનાજી. | ૧—૦—૦ |

## ગામ—અહપુરા.

| | | |
|---|---|---|
| ,, | ગલબાજી વિરસંગજી. | ૧—૦—૦ |
| ,, | જેસંગજી શામળાજી. | ૧—૦—૦ |

## ગામ—બાગવા.

| | | |
|---|---|---|
| ,, | લાલજી ફૂતાજી. | ૧— —૦ |

## ગામ—બાપુપરા.

| | | |
|---|---|---|
| ,, | ભેંમાજી રામસંગજી. | ૧—૦—૦ |

## ગામ—રીદરોળ.

| | | |
|---|---|---|
| ,, | પટેલ પ્રભુદાસ છગનલાલ. | ૨— —૦ |

## ગામ—સાદરા.

| | | |
|---|---|---|
| ,, | શાહ ચીમનલા. ટી. | ૧—૦—૦ |

## ગામ—નડીઆદ.

| | | |
|---|---|---|
| ,, | દેશાઇ મોતીલાલ મગનલાલ. | ૧—૦—૦ |

ગામ—મોટી આદરજ.

| | | |
|---|---|---|
| ,, | ઠાકોર સેંધાજી માધાજી. | ૧—૦—૦ |
| ,, | ,, રામાજી નાથાજી. | ૧—૦—૦ |

ગામ—પુંદરાસણ.

| | | |
|---|---|---|
| ,, | રણછોડજી સદાજી. | ૧—૦—૦ |

ગામ—આદલપુર.

| | | |
|---|---|---|
| ,, | છનાજી વાઘાજી. | ૧—૦—૦ |

ગામ—હુઇજ.

| | | |
|---|---|---|
| ,, | કચરાજી બાપુજી. | ૧—૦—૦ |

ગામ—પીંપલવાડા.

| | | |
|---|---|---|
| ,, | બાવા મથુરનાથ ફુલનાથ. | ૧—૦—૦ |

ગામ—ચાનોજ.

| | | |
|---|---|---|
| ,, | ગંગાજી રામજી. | ૧—૦—૦ |



અમારૂ "દેહાર દીપ" પુસ્તક મંગાવનાર મહાશયે નિચેના સરનામેથી વી.પી.પી. દ્વારા મંગાવી લેવું.

મળવાનું ઠેકાણું:—
મું. કલોલ.

## પટેલ ઇશ્વરલાલ મથુરદાસ.

ઠે૦ હરિભાઇ મુખીના માઢની સામે.
મું. કલોલ.

તા. ક. અમારૂં "દેહા દીપ" મંગાવનાર (ખરીદનાર) મહાશયને, સામાજીક ગજલેથી છલકાતી 'હૃદયધ્વનિ' નામની ચોપડી તેની સાથે ભેટ તરીકે મોકલવાંમાં આવશે.

તા. ક. "દેહાર દીપ" ની કોઈ પણ ગજલ, ગરબી અથવા તો ભજનમાં સંશય પડેતો પત્ર વ્યવહાર ન કરતાં જાતેજ મળી ભ્રમણા દુર કરવી. પત્ર વ્યવહાર ઉપર જરા પણ લક્ષ આપવામાં આવશે નહિં.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ૐ तत् सत्.



